# સંવાદ સંગ્રહ.

## ભાગ ૨ જો.

સંયોજક અને પ્રકાશકો

**હરિલાલ ચંદુલાલ ઠાકોર.**

હેડમાસ્તર, સ્કોટ કૉલેજ; સાદરા-મહીકાંઠા.

અને

**ભાઈચંદ પૂજાદાસ શાહ.**

હેડમાસ્તર, તાલુકા સ્કૂલ, ડભોડા-મહીકાંઠા.

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૨૫૦. સંવત ૧૯૭૮. સને ૧૯૨૨.



સોલ એજન્ટ,

**માણેકલાલ ભાઈચંદદાસ પૂજાદાસ શાહ.**

બુકસેલર-શાહપુર બહેચરદાસની પોળ-અમદાવાદ.

અમદાવાદ-"ધી ડાયમંડ જ્યુબિલિ" પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

કિંમત રૂ. ૧-૮-૦; કાચું પુઠું રૂ. ૧-૪-૦.

# સંવાદ સંગ્રહ.



## ભાગ ૨ જો.

સંયોજક અને પ્રકાશકો,

**હરિલાલ ચંદુલાલ ઠાકોર.**

હેડમાસ્તર, સ્કોટ કૉલેજ; સાદરા-મહીકાંઠા.

અને

**ભાઈચંદ પૂંજાદાસ શાહ.**

હેડમાસ્તર, તાલુકા સ્કૂલ; ડભોડા-મહીકાંઠા.



પ્રથમાવૃત્તિ. પ્રત ૧૨૫૦.

સંવત ૧૯૭૮. સને ૧૯૨૨.





અમદાવાદ-"ધી ડાયમંડ જ્યુબિલિ" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

કિમ્મત રૂ. ૧-૮-૦; કાચું પુઠું રૂ. ૧-૪-૦.

# જાહેર ખબર.



૧. ભૂગોળની મુખ્ય સંજ્ઞાઓ... ... ... ... ૦-૦-૬
૨. મહીકાંઠા એજન્સિની સરળ ભૂગોળ ૦-૬-૦; પા. પુ. ૦-૮-૦
૩. મહીકાંઠા એજન્સિની સામાન્ય ભૂગોળ ત્રી. આ. ... ૦-૪-૦
૪. મહીકાંઠા એજન્સિનો રંગીન નકશો ૦-૨-૦; કપડાનો ૦-૩-૬
૫. ઈડર સંસ્થાનની સામાન્ય ભૂગોળ ( ત્રી. આ. ) ... ૦-૩-૦
૬. બાળગીત સંગ્રહ (પુષ્કળ વધારો સુધારાવાળી બી આ.) ૦-૧૦-૦

ઉપરનાં પુસ્તકો મહીકાંઠા અને ઈડર સ્ટેટમાં ઇનામ લાયબ્રેરી સારૂ; નં. ૩, ૫. નાં ડિરેક્ટર સા. બહાદુરે તથા કાઠિઆવાડ એજન્સિમાં લાયબ્રેરી માટે; અને નં. ૬ કાઠિઆવાડ એજન્સિ, રાજકોટ, રાધનપુર, ગોંડળ અને જામનગર સ્ટેટોમાં ઇનામ માટે મંજુર થયાં છે.

૭. પાલણપુર એજન્સિની સામાન્ય ભૂગોળ ... ... ૦-૪-૬
૮. પાલણપુર સંસ્થાનની સામાન્ય ભૂગોળ ( બી. આ. ) ૦-૩-૬
૯. રાધનપુર સંસ્થાનની સામાન્ય ભૂગોળ ... ... ૦-૧-૬

નં. ૭, ૮, ૯. કાઠિઆવાડ અને પાલણપુર એજન્સિ, પાલણપુર અને રાધનપુર સ્ટેટોમાં ઇનામ-લાયબ્રેરી માટે અને ઇલાકામાં લાયબ્રેરી માટે મંજુર.

૧૦ બાળ આંકપોથી:—બાળવર્ગ માટે સપ્રાયોગિક સચિત્ર સંખ્યા અને આંકના પાડા, સ્વાશ્રયથી બનાવે, શીખે, આનંદ અને ગમ્મત પડે, તેવી ઉત્તમ રચના કાઠિઆવાડ એજન્સિમાં ટેકસ્ટ,ઇનામ અને લાયબ્રેરી;પાલણપુર. રાજકોટ, અને જામનગર સ્ટેટોમાં ઇનામ લાયબ્રેરી માટે મંજુર ૦-૨-૦

૧૧. સંવાદસંગ્રહ ભાગ ૧લો—શાળોપયોગી, રમુજી અને નીતિબોધક ૫૫ સંવાદો કાઠિઆવાડ, મહીકાંઠા, અને પાલણપુર એજન્સિમાં ઇનામ લાયબ્રેરી માટે મંજુર. પૃષ્ઠ ૩૫૦ પા. પું. રૂ ૨-૦-૦

૧૨ સંવાદ સંગ્રહ ભાગ ૨ જો, ૪૬ સંવાદો. રૂ.૧-૪-૦;પા. પુ.૧-૮-૦

૧૩ સંવાદ સંગ્રહ—ભાગ ૩ જો, મોટું પુસ્તક તૈયાર થાય છે. થોડા વખતમાં છપાઈ બહાર પડશે. અગાઉથી ગ્રાહક થઈ નામ નોંધાવો.

૧૪ સંવાદમાલા મણકો ૧ લો. ત્રણ સંવાદો ... ૦-૨-૦

૧૫ ભૂગોળનો પદ્યપાઠ—( ધો. ૩ થી ૭ ) ... ૦-૩-૦

૧૬ ઇતિહાસનો પદ્યપાઠ—( છપાય છે ) ... ૦-૩-૦

૧૭ પશાકળી પૌરવઅને ભારતનું ગૌરવ (ત્રિઅંકી નાટક) ૧-૪-૦

મળવાનું ઠેકાણું:-ડભોડા; સાદરા. માણેકલાલ ભાઈચંદદાસ પુંજાશાહ, શાહપુર, ખાડેચરદાસની પોળ-અમદાવાદ. બુકસેલર.

# પ્રસ્તાવના.

શાળાઓ અને કૉલેજોમાં થતા ઇનામ કે અન્ય સમારંભ પ્રસંગે વિદ્યાર્થીઓના વાલીઓ તથા સંભાવિત સભ્યજનોને નિમંત્રણ કરવામાં આવે છે, અને તે પ્રસંગ અતિ–આનંદદાયક નીવડે તેવો કાર્યક્રમ ગોઠવાય છે. આવો પ્રથા કેટલાંક વર્ષથી આધુનિક કેળવણીના વૃદ્ધિંગત પામતા જમાનામાં પ્રચલિત થતો જાય છે, અને સારી ગણાતી શિક્ષણ સંસ્થાઓમાં આ પ્રથા દિન પ્રતિદિન પૂર ભભકા સહિત ઉજવાય છે, અને આવી આવશ્યકતાને પ્રાધાન્ય અપાય છે. સુધરેલા દેશોમાં આવા પ્રસંગાનુસાર સમારંભો આનંદ–પ્રમોદ આપવા અને રસ લાવવા માટે ન્યાય, સત્ય, પરોપકાર, દયા, ટેક, દેશપ્રેમ, વગેરે ઉત્તમ નીતિમય સત્ત્વોનું તારતમ્ય ઉત્તમ બોધ સાથે હાદિક આનંદ–ગમ્મત આપી, સચોટ અસર કરે–ઉંડી છાપ પાડે–હસાવે, તેવા હેતુ પુરઃસર ખાસ ચૂંટી કાઢેલા સંવાદો વિદ્યાર્થીઓ ભજવી બતાવી સભાજનોનાં મન રંજન કરે છે, આવા સંવાદોથી બાળકો અને શ્રોતાજનો ઉપર ઘણી સારી અસર થાય છે, તેથી જનસમાજમાં તેની ઉપયોગીતા માટે બે મત નથી.

આવા ભિન્નભિન્ન નીતિમય કોમિક અને હાર્દિક સંવાદો નાના નાટકના પ્લોટ સમાન છે, અને તે ભાવપૂર્વક ભજવાતા જોવાથી ઓર આનંદ આપે છે, અને વાંચવાથી નિવૃત્તિમાં વિનોદ સાથે બોધ બક્ષે છે.

સાદરા સ્કૉટ કૉલેજ અને સાદરાની લોકલ સ્કૂલો, અન્ય સ્કૂલો, કૉલેજો અને અન્ય સ્થળે આવા સંવાદો ભજવાતા હોવાથી, તેમજ અમારા શિક્ષક તરીકેના લાંબા અનુભવથી અમને સમજાયું છે કે–આવા સંવાદો બાળકેળવણીમાં ઘણો અગત્યનો ભાગ ભજવે છે. બાળકો સંવાદો સહેલાઇથી સમજી, મુખપાઠ કરી શકે

છે, અને ભજવી શકે છે, અને તે ભજવાતા જોવા માટે અતિ-ઉત્સુક હોય છે એવું અનુભવથી જણાયું છે. સંવાદોદ્વારા તેમનાં કુમળાં મન ઉપર પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે નીતિની ઉંડી-સજ્જડ વજ્રલેપ છાપ પડે છે, અને સાથે સાથે ઉત્તમ નીતિશિક્ષણ પણ મળે છે; તેથી આવા બોધદાયક સંવાદો કૉલેજો-શાળાઓ-વિદ્યાર્થીઓ અને જનસમાજમાં છૂટથી વંચાતા અને ભજવાતા થાય એ ઇચ્છવા જેવું છે; આ ઉદ્દેશથી આકર્ષક, બોધદાયક, નીતિ અને આદર્શ સદ્‌ગુણોનો પ્રતિઘોષ પાડે તેવા "કૉમિક" હાસ્યરસપૂર્ણ અને રસમય સંવાદો ચૂંટી કાઢી, નવા ઉપજાવી કાઢી, તે વાનગી તરીકે જનસમાજ આગળ મૂકવાની અમારી ઉત્કટ ઇચ્છા હતી. અમારો લાંબા વખતનો અનુભવ આ કામ માટે પ્રેરાવાથી આ સંગ્રહ શાળોપયોગી-લોકોપયોગી નીવડે એ ઉદ્દેશથી, ખાસ કાળજીપૂર્વક તેની સંકળના કરી છે, અને આ યત્કિંચિત પ્રયાસ જનસેવામાં સમર્પણ કરવાનું ઇચ્છયું છે.

આ સંગ્રહમાં સંવાદો દાખલ કરવા માટે, સ્વતંત્ર સંવાદો લખી મોકલી, તેમજ પોતાનાં રચેલાં પુસ્તકોમાંથી તેવા ફકરા ચૂંટી દાખલ કરવા, તેમજ તે સંબંધી સોનેરી સૂચનાઓ આપવા માટે અમે આ વિદ્યાવિભૂષિત વિદ્વાન ગુર્જરરત્નોના અંતઃકરણપૂર્વક આભારી છીએ. તેમનાં મુબારક નામો મળેલા સંવાદો નીચે દર્શાવ્યાં છે, તેથી પુનઃ નહિ ઉલ્લેખતાં માત્ર આ સ્થળે આભાર માનવામાં સંતોષ માની વિરમીએ છીએ.

ભયંકર વિગ્રહને લઈને પુસ્તક પ્રસિદ્ધિ અને તે માટેની આવશ્યક વસ્તુઓ માટે વિલક્ષણ પરિસ્થિતિ ઝઝુમી રહેલી છે, આ પુસ્તક પણ તે પરિસ્થિતિમાં પ્રેસમાં મૂકાયું છે, તેથી અનિચ્છાએ સંજોગોને લઈને આ શાળોપયોગી પુસ્તકની કિમ્મત ઠરાવવી પડી છે, તો તે માટે ગ્રાહકો દરગુજર કરશે.

સંવાદસંગ્રહના પ્રથમ ભાગ માટે મળેલા ઉત્તમ અભિપ્રાયો પુસ્તકના છેડે મૂકવામાં આવ્યા છે, તેથી તેમજ ટૂંક મુદતમાં તેની ઘણી પ્રતો ખપી ગઈ છે, તેજ તેના ઉપયોગી પણાની ખાત્રી આપે છે, તેથી તેના અનુસંધાનમાં આ ૪૬ સંવાદોનો **દ્વિતીય** ભાગ પ્રગટ કરવામાં આવ્યો છે.

સંવાદ સંગ્રહનો **તૃતીય** અને **ચતુર્થ** ભાગ પણ હવે પછી થોડા વખતમાં બહાર પડશે, તેને પણ ઉત્તેજન મળશે એવી ઉમેદ રાખીએ છીએ.

અમને શ્રદ્ધા છે કે—અમારો આ પ્રયાસ જનમંડળને ઉપયોગી નીવડશે, અને અમારો શ્રમ સાર્થક થશે, એજ અસ્તુ !

સાદરા અને ડભોડા
સંવત્ ૧૯૭૮ પોષ.
તા. ૧–૧–૨૨

લી૦ સેવકો,
હરિલાલ ચંદુલાલ ઠાકોર.
ભાઈચંદ પૂજાદાસ શાહ.

---

સંવાદસંગ્રહ પહેલો ભાગ વાંચ્યો, બીજો ભાગ છપાય છે. શાળાઓના મેળાવડાઓને પ્રસંગે વિદ્યાર્થીઓને સહાયક થાય એવાં આ પ્રકારનાં પુસ્તકો ઈંગ્રેજીમાં હોય છે, ગુજરાતીમાં ઓછાં છે. સંગ્રહકર્તાઓએ એમાં એક ઉમેરો કર્યો છે. લેન્ડોરના સંવાદો જેવા બીજા સંવાદો ઈંગ્રેજી ભાષામાં પણ નથી. ગુજરાતી ભાષામાં લેન્ડોરનાં અનુકરણો ઘણાં થયેલાં છે. અને તેમાં સ્વ. કલાપીના ચારે અને રા. અતિસુખશંકરના કેટલાક સારાં અનુકરણો છે. આ સંગ્રહમાંના બધા સંવાદો કાંઈ ઉચ્ચતાની એક જ કોટિના નથી, છતાં આ સંગ્રહમાં રસની વિવિધતા છે, ઇતિહાસનું પ્રાધાન્ય જળવાયું છે, તેમજ શાળાઓને જોઈતી ઉપયોગીતા જોવાઈ છે.

૭. જાનેવારી ૧૯૨૨,
અમદાવાદ.

—ન્હાનાલાલ દલપતરામ કવિ.

# અનુક્રમણિકા.

# શુદ્ધિપત્રક.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૩;૭ | ૧૮;૧૬ | આ મુંજ; વિતથશું | મુંજ આ; વિતથ શું |
| ૮ | ૧૦ | પ્રવેસ | પ્રવેશ |
| ૧૦;૧૨ | ૨૪;૧૭ | લોભઈ; કેનં | લોભ એ; કેન |
| ૧૪; | ૨;૬ | વાદયે; કરુણાધિમતિ | વદિયે; કરુણાધિપતિ |
| ૧૮;૨૧ | ૨૦;૧૭ | યોગ્ય; ધતાદિ | યોગ; ઘૃતાદિ |
| ૨૪ | ૧૭ | શિરોમણિશાસ્ત્ર | શિરોમણિ શાસ્ત્ર |
| ૨૫;૨૭;૩૦ | પૃષ્ઠાંક;૮,૧૯ | ; પુરૂષ | ૨૫; પુરુષ |
| ૨૭;૪૨ | ૮;૧ | રક્ષણછત્ર; શ્રમ | રક્ષણ-છત્ર; શ્રમ |
| ૨૮ | ૧૯ | મધુરભાવ | મધુર ભાવ |
| ૩૦;૩૧ | ૧૯;૧૬ | ભારતવષ; નમદા | ભારતવર્ષ; નર્મદા |
| ૩૧ | ૨૨ | વિકાનેર પતિ | વિકાનેરપતિ |
| ૩૭;૪૧ | ૧૯;૩ | સોપવા; સારતા | સોંપવા; સરિતા |
| ૪૩ | ૭;૨૨;૨૪ | સાક્ષાત; વીશેષ; ઘોળાયો | સાક્ષાત્; વિશેષ; ઘોળાયા |
| ૪૪;૪૫ | ૧૮;૧૧ | સીદ્ધ; વીશ્વામિત્ર | સિદ્ધ; વિશ્વામિત્ર |
| ૪૬; | ૧૬;૨૨ | એક્કા; માતૃભમિ | એકડા; માતૃભૂમિ |
| ૫૮;૫૯;૫૮ | ૨;૪;૨૪ | આરંગઝેબ; લુંટા | ઔરંગઝેબ; લુંટાઈ |
| ૬૬;૭૧;૮૯ | ૨૨;૨;૨૪ | કાન; કંઇક; એતો | કાને; કંઈક; એ તો |
| ૯૩;૧૦૪ | ૨૧;૮ | દાનયાનું; પંાડત | દુનિયાનું; પંડિત |
| ૧૦૪;૧૦૫ | ૨૪;૩ | હમણા; જેવા | હમણાં; જેવી |
| ૧૦૯;૧૧૧ | ૧૧;૪ | ાસપાઈ; મોંક્ષ | સિપાઈ; મોક્ષ |
| ૧૪૦;૧૪૩ | ૨;૧૯ | કીત; સાધ છે | કીર્તિ; સાધે છે |
| ૧૪૮; | ૧૩;૧ | શૂરસિહ; | શૂરસિંહ |
| ૧૫૪ | ૧ | માનવવિહાર | માનવ વિહાર |
| | | લઇ; જોઇ; ઇશ્વર | લઈ; જઈ; ઈશ્વર |
| ૧૬૩;૧૬૯;૧૭૦ | ૬;૯;૮ | કરી;ક; મખે | કહી;કે; મૂખે |
| ૧૭૦;૧૮૩ | ૩;૧૨ | ચુરેચુર; રગ | ચુરેચુરા; રંગ |

# સંવાદ સંગ્રહ.

## ભાગ ૨ જો.

## (૧) કાકાનો કોપ.

### દેવ સ્તુતિ.

ગૌરીપુત્રને વન્દી,
માગું આજ્ઞા વન્દી નંદી;
સહાય રહો ત્રિપુરારિ,
સફલ કરો સુરવાણી હમારી.

સૂત્રધાર— માલિની.

સ્વપન વત ખરે આભાસ તું આ વિચારી,
શિવસમ પુરુષોએ જ્ઞાન ચક્ષુ ઉઘાડી;
નિજ પરમ વિવેકે ભક્તનો મોહ ટાળી;
સકલ વિષય વાંછા સિંધુલે જેમ હારી.

વિદુષક—તમે તો જાણે મોટું સિંહનું પુંછડું હોની એમ મોટી મોટી વાતો કરો છો! ભરમ ગનાનની વાર્તાઓ બોલો છો! એ તો ઠીક, હું સમજ્યો! પણ સિંધુલે જેમ હારી, એ શું? આતો મારા બારે ભેજામાં ભટકાય છે, અને પાછું પડે છે.

સૂત્રધાર—અરે! તું જો તો ખરો! તારે બાપે પાટી ઉપર ધૂળ ક્યારે નાખીતી. જેનાં જેવાં તેનાં તેવાં; તારે તો લાડુની વાત કરવી, અને અજગરવૃત્તિએ રહેવું.

વિદુષક—તારો અને મારો ગુરુ એક. તને તારી બુદ્ધિ પ્રમાણે અને મને મારી બુદ્ધિ પ્રમાણે મળ્યું. તું પંડત થયો ત્યારે તારા બોલનો મર્મ તો કહે.

સૂત્રધાર—તું પાછો થા એટલે સમજીશ.

( વિદુષક પાછો વળી જુએ છે, અને ગભરાઈ બંને જતા રહે છે. )

---

## પ્રવેશ ૧ લો.

### રાજા શયન ઉપર પરિવાર સાથે.

બુદ્ધિસાગર—મહારાજા, શ્રીમંતની પ્રકૃતિ ઠીક લાગતી નથી. વૈદરાજ! નાડીમાં આપને કેમ લાગે છે?

સુમતિ—દિવસે દિવસે શરીર ઓગળતું જાય છે, અને વિ- કારનું જોર વધતું જાય છે. તોપણ બાજી હાથથી ગઈ નથી. (એકાંતે) બધી તૈયારી રાખજો,—આશા થોડી છે.

સિંધુલ—હું જાણું છું કે મારે આ દુનિયાના ભોગની તૃપ્તિ થઈ છે, તથા મારૂં મન સંસાર ઉપરથી ઉઠયું છે. મારૂં ચિત્ત પરમ- પુરુષ ઉપર લાગેલું છે. શરીરમાં અંતના ચિહ્નો દેખાય છે, પણ ગુરુ- દેવની કૃપાથી મને જરાએ મોહ થતો નથી.

જો સુખ નિત્ય પ્રકાસ વિભુ—નામરૂપ આધાર,
મતિ ન લખૈ જીહિં મતિ લખૈ સોમૈ સુદ્ધ અપાર;
અબ્ધિ અપાર સ્વરૂપ મમ લહરી વિષ્નુ મહેસ,
વિધિ રવિચંદા વરૂન યમ સક્તિ ધનેસ ગનેસ.

( સમાધિમાં પડે છે. )

બુદ્ધિસાગર—મહારાજ શ્રીમંત તો સર્વ અવસ્થામાં સમ છો, પરંતુ આપને વિનંતિ કરવાની છે-મહારાજે આજ સુધી રાજ્યનો ભાર વહન કર્યો; હવે પછી—

સિંધુલ—સમજ્યો. મુંજને બોલાવો તથા બીજા પ્રધાનો, બ્રાહ્મણ તથા સામંતોને બોલાવો.

બુદ્ધિસાગર—તેઓ વાટ જોતા બેઠા છે. હજુરી !

હજુરી—જી હુકમ.

બુદ્ધિસાગર—ભાઈને, બ્રાહ્મણો અને સામંતોને બોલાવ.

હજુરી—જેવી આપની આજ્ઞા.

( જાય છે, અને સઘળા માનપૂર્વક બેસે છે. )

બુદ્ધિસાગર—મહારાજ, તેઓ સેવામાં તત્પર છે.

સિંધુલ—મુંજ તું બાળપણથી મારી સાથે રહેલ છે તથા સઘળી વ્યવસ્થાથી વાકેફ છે. હવે આ મારો અંતનો વખત છે. તારા સમાન મને બીજો પ્રિય નથી. તથા તું મારો આત્મા છે. તો હવે ભોજની સંભાળ રાખજે, અને વયે પહોંચે એને રાજ્યાસન ઉપર બેસાડી બધી રીતે રાજધર્મથી એને વાકેફ કરજે. હે સામન્તો! તમે જેમ મને સુખદુઃખમાં સહાય રહેતા તેમ મુંજને અને પછી ભોજને સદા સહાયભૂત રહેજો, અને આ મુંજ મારી તરવાર તને બંધાવું છું ( મુંજ વાંકો વળી શયન પાસે જાય છે ) તથા આ બાળક તને સોંપું છું. મારા વિશ્વાસ-સૂ-સ્ ( અચકે છે ) ને પાત્ર થાજે. ( સિંધુલ એક ચિત્ત થાય છે. )

બ્રાહ્મણ—યમ નિયમ વિવેકે યોગ નિશ્ચિંત જેનો,
ભયવિહિત સુશોભે જ્ઞાનિના રંગ જેવો;
શરદ શશિ મુખેથી તેજ અંતર્વિરામે,
પરમપદથી પામી પૂર્ણ સ્થાને સમાએ.

# પ્રવેશ ૨ જો.

## સભા-મંડપ.

મુંજ, સભાસદો, બ્રાહ્મણો, સભામંડપ.

માનસિંહ—વીરસિંહજી ! મહારાજા તૈયારી કરતા હોય એમ લાગે છે.

વીરસિંહ—દક્ષિણમાં તોફાન સંભળાય છે.

શંખનાદ—સરહદના કિલ્લા મજબુત કરવામાં હું રોકાયેલો હતો.

બ્રાહ્મણ—શું લડાઈ થશે ! ! ! આ તો ભારે ત્રાસ.

(સઘળા ઉભા થાય છે.) (બુદ્ધિસાગર પ્રવેશ કરે છે.)

મુંજ—(ચોપદાર સાથે અંદર પ્રવેશ કરે છે. સઘળા ઉભા થાય છે તથા માનપૂર્વક બેસે છે.)

મુંજ—સવારમાં પત્ર આવેલો તે શું છે? તે વાંચો.

બુદ્ધિસાગર—શ્રીમંત સરકાર મહારાજાધિરાજપ્રતિ-દક્ષિણ સરહદના સામંતના સાષ્ટાંગ દંડવત્ સ્વીકારશો. વિશેષ વિનંતિ કે દક્ષિણના માણ્ડલિકો નિયમસર ખંડણી ભરે છે, પરંતુ તૈલંગણના અધિપતિએ આ બીજા વરસની ખંડણી પણ ભરી નથી. મારૂં લશ્કર સારી હાલતમાં છે, તથા લડવાને આતુર છે; માટે શ્રીમંત સરકારની આજ્ઞા હોય તો ચડું. પછે વિશેષ હુકમ.

મુંજ—એમણે લશ્કર સાથે હલ્લો કરવો, લોકોને ત્રાસ ન દેવો. ખંડણી વસુલ કરી ઢીલનું કારણ લખવું.

બુદ્ધિસાગર—આજ્ઞા મહારાજ.

હજુરી—મહારાજ કોઈ બ્રાહ્મણ આપની આજ્ઞાની વાટ જોતો ઉભો છે.

મુંજ—આવવા દો.

બ્રાહ્મણ—આયુષ્યમાન.

મુંજ—આપ વિદ્વાન જેવા દેખાઓ છો. કઈ વિદ્યામાં પરિશ્રમ વિશેષ કીધો છે ?

બ્રાહ્મણ—હે રાજન્! લોકો મને સર્વજ્ઞ કહે છે, અને જ્યોતિષનો અભ્યાસી છું. માટે આપ મને કાંઈ પુછો. કહ્યું છે કે:—જે વિદ્યા કંઠસ્થ હોય તેનો પંડિતોએ સર્વદા સભામાં પ્રકાશ કરવો, જો મૂર્ખતાથી વિદ્યાને ગુરુની પાસે અને પુસ્તકમાં રહેવા દીધી હોય તો તે વિદ્યા સફલ થતી નથી.

મુંજ—પૂર્વથી તે અત્યાર સુધીની મારી બે ત્રણ બીના મને કાનમાં કહો. ( બ્રાહ્મણ કહે છે. ) કારકુન, આ જોષી મહારાજની દક્ષિણાની ચિઠ્ઠી કર.

કારકુન—જેવી આજ્ઞા.

મુંજ—હજુરી !

હજુરી—આયુષ્યમાન.

મુંજ—આપણા કુમાર ભોજની જન્મપત્રી લઈ આવ.

હજુરી—મહારાજની આજ્ઞા.

( જન્મોતરિ સાથે સભામાં આવે છે તથા રાજાને આપે છે. )

મુંજ—જોષી, આ પત્રિકા જુઓ.

બ્રાહ્મણ—અહો! આ મહાપુરુષ મહાભાગ્યશાળી છે. લગ્ને ગુરુ છે, કેન્દ્રે શુક્ર મંગળ છે, વ્યવસ્થાને બુધ છે, પિતાનું બાળપણમાં મૃત્યુ થવું જોઈએ, મંગળની માતૃભુવન ઉપર ક્રૂર દ્રષ્ટિ છે માટે સોળ વર્ષે માનું મરણ થાય. રંધ્રે શુક્રની ક્રૂર દ્રષ્ટિ છે, માટે મહાપાશમાંથી બચે, પણ શુક્ર અને ગુરુ ઉચ્ચના થઈ રાજ્યભુવનને જુએ છે. માટે એ બાળક પૂર્ણ પ્રતાપી થશે.

મુંજ—એનું આયુષ્ય અને રાજ્ય તપોબલનો નિર્ણય કરો.

બ્રાહ્મણ—મહારાજ ! આયુષ્ય ૭૩ વર્ષ ૬ માસ ત્રણ દિવસ પાંચ ઘડી ત્રણ પલ, વાર રવેઉ મધ્યાહ્ને, રાજ્યપદ પંચાવન વર્ષ સાત મહીના, ત્રણ દિવસ સુધી. ભોજરાજ ગૌડ દેશ સહિત દક્ષિણ દેશ ઉપર રાજ કરશે.

મુંજ—( હાસ્ય સહિત મુખ ઉપર ગ્લાનિ ) અહો ! આપણને ઘણો આનંદ થયો. ભોજનું આયુષ્ય તથા મોટું રાજય સાંભળી પૂર્વજો પણ સંતુષ્ટ થશે.

બ્રાહ્મણ—એમાં શો સંદેહ !

બુદ્ધિસાગર—મહારાજ ! આ જોષીને વિશેષ દક્ષિણા આપી વિદાય કરવા ઘટે છે.

મુંજ—હા, એમ કરો.

બુદ્ધિસાગર—( દક્ષિણા, પાઘડી, દુશાલો અર્પણ કરે છે. )

બ્રાહ્મણ—તમારૂં કલ્યાણ થાઓ ! પશુ, પુત્ર, ધન, ધાન્ય, દીર્ઘ આયુરસ્તુ, શુભંભવતુ, તમારી જય થાઓ.

( કચેરી બરખાસ્ત. )

---

## પ્રવેશ ૩ જો.

### મુંજનો મહેલ.

મુંજ—ભોજ મોટો થશે ! મોટું રાજ કબજે લેશે ! તથા મારી રાજલક્ષ્મી નાશ પામશે ! મારે શું રહ્યું ? દ્રવ્ય અધિકાર વગર બધું નકામું છે, માટે ઉધમ કરીશ તો બધું ઠીક થશે. નક્કી એમજ કરવું. હવે લોભવિલોભ નહિ કરવો. વત્સરાજને એ કામ સોંપું ? તેને બંગાલનો રાજા બનાવ્યો છે તો ઉપકારથી દબાયેલો ના કહી શકશે નહીં.

( વત્સરાજ પ્રવેશ કરે છે. )

આવો વત્સરાજ, તમારૂં જ ચિંતવન કરતો હતો. મારૂં એક કાર્ય કરશો ?

વત્સરાજ—હું આપનો આજ્ઞાન્કિત સેવક છું. મહારાજ કહે અને હું ન કરું એ કેમ બને ? માટે મહારાજે ફરમાવવું જોઈએ.

મુંજ—ત્યારે આજની રાતના પહેલા જ પહોરમાં તારે ભુવનેશ્વરી દેવીના વનમાં ભોજને મારી નાખવો અને માથું મારી પાસે લાવવું.

વત્સરાજ—મહારાજ ! આ શું કહોછો? આવું કર્મ ? અને તે મારે હાથે ? આપને આ બુદ્ધિ કયાંથી ? મારૂં તો ચિત્ત જ ભમી જાય છે !

મુંજ—તું સભાનું વૃતાન્ત સઘળું જાણુતો નથી ? અમે રજપુતો કોઈના નહીં. નહિ માના, નહિ બાપના, નહિ ભાઈના–તો પછી મારા વૈભવ નાશક ભત્રીજાનો હું કેમ થાઉં ? માટે એ કામ જલદી કર. મને દયા નથી. મારો લોભ એજ માગે છે, અને તું નહીં કરે તો બીજા પાસે કરાવીશ.

વત્સરાજ—ખરે જોષી જૂહો, વચન વદતો ધીટ સહસા,
વસિષ્ઠે જે ભાખ્યું, થયું વિતથશું ભાગ્ય વિદશા;
હજારો ચિંતેલાં વિફલી કરતાં તે નવ ડરે,
ખરે માયા આ તો, ફરી ફરી ભમાવે સુજનને.

વળી આપે વિચારવું જોઈએ કે સિંધુલ રાજા મહાપ્રતાપી હતા. એના ઉપર લોક સામન્ત તથા રૈયત સદા રાજી રહેતાં, તથા તેમને પિતા સમાન ગણુતાં. અને ભોજને તેઓ પોતાનો રાજા માને છે. માટે નીતિશાસ્ત્ર તથા ધર્મશાસ્ત્રથી આપ ઉલટું કરો છો, તેથી આપની સ્થિતિ સુખાકારી નહીં થાય.

મુંજ—તું મારા રાજ્યનો ધણી દેખાય છે. તું કાંઈ સેવક નથી.
(ક્રોધથી જુએ છે.)

વત્સરાજ—આ શું વદો છો વચન મહારાજ, કલંક શિર કેમ લઉં રે.
ઘટે નહિ મુજને એ કૃત્ય, " "
નિરાધાર નિરપરાધ એ બાળ, " "
કેમ હામ ધરૂં આણુવા કાળ. " "
દેખતાં હૃદય ફાટી જાય, " "
દયા ધરો મન માંહી મહારાજ; " "
ડર રાખો પ્રભુનો શિરતાજ. " "
(વત્સરાજ જાય છે.)

---

## પ્રવેસ ૪ થો.

### અરણ્ય મંદિર.

વત્સરાજ, ભોજ, તથા મારાઓ.

ભોજ—વત્સરાજ, આ ભયંકર આંખ તથા મોંવાળા કોણ છે ? એમને જોઈ ને મને ભય લાગે છે.

વત્સરાજ—એ તો અરણ્યનાં ભીલ લુટારૂં છે.

ભોજ—તું મારા બાપનો સામન્ત થઈ મને અરણ્યમાં આવા દુષ્ટ લોકની પાસે એકલો કેમ લાવ્યો ? દેવીની આજ્ઞા છે તુંને—સત્ય કહે ?

વત્સરાજ—તમારા કાકાએ રાજલોભથી તમને મારવાને મને તથા આ લોકોને મોકલેલ છે.

ભોજ—મને મરણુનો ભય નથી; આ દેહ કોઇ દિવસ પડવાનો તો છે; માટે હું નીડર છું. વળી ક્ષત્રીનો ધર્મ રણુમાં પડવાનો છે, પણુ આ દુષ્ટને હાથે મારૂં મોત ! તું મને માર.

વત્સરાજ—હું તો નહીં મારૂં. નિમકહરામ નહીં થાઉં.

ભોજ—હું તૈયાર છું પણુ તને ઇશ્વર આજ્ઞા છે તું પોતે મને

માર. રામને વનવાસ થયો હતો. બલિરાજાને બંધન થયું. નળરાજા અને દમયંતી રાજભ્રષ્ટ થયાં હતાં—તે સત્યને માટે. હરિશ્ચંદ્રે કાશીમાં ચંડાળપણું કીધું તે સત્યને માટે. ભીષ્મે પિતૃસ્નેહથી રાજનો ત્યાગ કર્યો. આ સઘળું ધર્મને અર્થે.—પણ મારા બાપના સામન્તને ધન્ય છે કે કેવળ અધર્મને અર્થે, મારો નાશ કરવા તત્પર થયો છે. તથા રાજદ્રોહ, ધર્મદ્રોહ, બાલદ્રોહ, સત્યદ્રોહ, અને પાંચમો વિશ્વાસદ્રોહ કરવા તત્પર થયો છે.

વત્સરાજ—માહું ચિત્ત પાપથી ત્રાસ પામે છે, મેં તમારા કાકાને બહુ સમજાવ્યા પણ વ્યર્થ.

ભોજ—વળી સાંભળ.

હતા શૂર યોદ્ધા મહાપુણ્યશાળી,<br>
હતા વીર ક્ષત્રી સદા તાપ હારી.<br>
દીઠા શૂર એકે બલિ ભીષ્મ જેવા,<br>
કીધી ધર્મ અર્થે મહા મોટી સેવા.<br>
ગયા સ્નેહી લોકો ગયા ક્ષત્રી ધર્મ,<br>
વડા લોભ પાસે વિટયું વિશ્વ કર્મ,<br>
નથી બાપ મારો કીધું કુળ કાળું,<br>
સદા નર્કના કુંડમાં ઝંપલાવ્યું.

વળી મારા કાકાને આ આપજે. (એમ કહી પત્ર ઉપર લખે છે.)

વત્સરાજ—મહારાજ, મને ક્ષમા કરજો. હું આપને નહિ મારૂં. હું આપને આ મારા અરણ્યના મહેલમાં રાખીશ (તરવારનો ઓચિંતો વેગ કરી તરવારના એક જ ઘાએ બન્ને મારાને પાડે છે.)

ભોજ—જેવી તમારી કૃપા.



## પ્રવેશ ૫ મો.

### મુંજનો મહેલ.

મુંજ, વત્સરાજ મંત્રી, હજુરી, દાસ.

મુંજ--(એકાન્તે) ઓહો! રાજ્યલોભ! અરે તૃષ્ણા! તું શું શું કર્મ કરાવે છે! અરે! કેળના ગર્ભ જેવા ભત્રીજાને મરાવ્યો! કંઈ અકસ્માત થયો હશે? વત્સે કમનથી કબુલ કર્યું છે તો કદાચ પાછો નહિ હઠયો હોય? ભોજનું સ્વરૂપ જોઈ એનું મન ડગ્યું નહિ હોય! હવે મને ચટપટી થાય છે. થતાં થઈ ગયું. મહાદેવ કરે ને હું ઘોર નર્કથી ઉગરૂં! અરે આ અવાજ શેનો થાય છે?

હજુરી--મહારાજ, કંઈ રથના જેવો અવાજ સંભળાય છે.

મુંજ--જોને વત્સ તો નથી આવતો?

હજુરી--હા મહારાજ, આપણો રથ આવતો દેખાય છે. વત્સરાજ હશે. (કાન દઈને સાંભળે છે,) હા મહારાજ! વત્સરાજ આવે છે. આપને મળવાને આતુર દેખાય છે.

મુંજ--બોલાવ! બોલાવ! (વત્સરાજ દાખલ થાય છે તેને જોઈ આતુરતાથી સ્હામો જઈ) ભોજને માર્યો તો નથી? મને કહે કે જીવતો રાખી આવ્યો છું.

વત્સરાજ--અરે, મહારાજ! કૃત્ય થયા પછી હવે આમ? રાજદ્રોહ, મિત્રદ્રોહ, વિશ્વાસદ્રોહ-સઘળું થયું-બાકી શું રહ્યું! નર્ક પણ મને સંઘરશે નહીં. તો હવે તમે તો છેહ નહીં દો! (રૂમાલે વીંટેલું માથું મુંજના પગ આગળ મૂકે છે.)

મુંજ--(જોઈને રૂદન કરતો પૃથ્વી ઉપર પડે છે.) હે મારા જયંતના સખા, ભાઈ અને ઓથ! આ તારી દશા મેં કુકર્મીએ કીધી. અરેરે, લોભઈ શું નથી કરતો? એ કાંઈ બોલ્યો?

વત્સરાજ—હા મહારાજ, આ વડનું પાંદડું એણે આપેલ છે તે વાંચો. (દાસ દીવો ધરે છે.)

મુંજ—(નિશ્વાસ ઉપર નિશ્વાસ નાખી સ્તબ્ધ થયેલો પૃથ્વી ઉપર પડે છે. અને વળી પાંદડું જુએ છે.) વાંચે છે.

માન્ધાતા પૃથ્વીપતિ કૃતયુગે દીપાવી કીર્તિ ગયા,
સેતુપાજ કરી સમુદ્ર ગહને, તે રામ જાતા રહ્યા;
ભીષ્માદિક મહારથી નૃપ હવા, અંતે જરાને વશે,
તેમાંના નૃપ કોઈની નવ થઈ, ભૂમિ શું તારી થશે?

હા, ધિક! હા, ધિક! મેં મહા ઘોર કર્મ કર્યું (મોટે શ્વાસે રડે છે.)
અરે દૈવ— ઉજડ વાળ્યું ખેતર ધર્મનું,
ઉજડ કીધો રણવાસ,
બંધ કીધું સ્વર્ગ બારણું રે;
મારે જીવ્યામાં શો લાભ. વાલીડો મારો ક્યાં ગયો.
રોઈ રોઈ મરશે માવડી,
રોઈ મરશે ગામના લોક;
સવારના પ્હો ફાટતાં,
થાશે ગર્ભિણીના ગર્ભ ફોક. વાલીડો મારો ક્યાં ગયો.
સુની સૈયા તાહરી,
સુનો તારો રંગમહેલ;
મારે પાપે સુરજ નહીં ઉગશે,
ચડશે સમુદ્રની રેલ. વાલીડો મારો ક્યાં ગયો.
સળગાવોને આ મહેલ,
લગાડી શાને વેળ;

શું મુખ દેખાડું લોકને રે,
મારે જીવ્યાનો નહિ જોગ. વાલીડો મારો ક્યાં ગયો.
( એમ કહી કટાર કાઢે છે. )

બુદ્ધિસાગર—હાં ! હાં ! આ શું ? સ્વસ્થ રહો.

વત્સરાજ—મહારાજ હવે કાંઈ ઉપાય નથી.

( દાસ બેઠા કરે છે. )

બુદ્ધિસાગર—તેં બરોબર પુરૂં કર્યું ?

વત્સરાજ—એમાં શંકા શી ? ( હાથનો સ્પર્શ કરે છે. )

બુદ્ધિસાગર—કંઇ ઉપાય રહ્યા છે ?

વત્સરાજ—દાસત્વ ભુંડું છે–મારો પ્રાણ જાત.

મુંજ—મારા ભોજને બતાવો નહીં તો પ્રાણ તજું છું, હું સઘળું છોડી અરણ્યમાં જઈશ અને બળી મરીશ.

( દોડે છે, દાસ પકડે છે. )

બુદ્ધિસાગર—મહારાજ, હું વત્સને ખરાવી જોઊં.

મુંજ—હવે શી આશા ?

બુદ્ધિસાગર—( એકાન્ત ) હે વત્સ, કેમ છે ?

વત્સરાજ—હાં જીવે છે પણ राजा मित्रं केनं दृष्टं श्रुतं वा !

મુંજ—કાંઈ આશા લાગે છે ખરી.

બુદ્ધિસાગર—અભય વચન આપો.

મુંજ—મારી સાત પેઢીનું વચન છે.

વત્સરાજ—ત્યારે ભોજ જીવે છે અને યોગ્ય પ્રસંગે આપને રજુ કરીશ. આપ ધીરજ ધરો.

મુંજ—( ખુશીના આવેશમાં એકદમ ઉઠીને વત્સને ભેટીને ) અહો, મારા નર્કના નિવારક ! તુ કોઈ મહાત્મા છે, તેં ધર્મને અ-

ગાડી કરી રત્ન જેવા બાળકને નહીં માર્યો અને મને ઉગાર્યો. મારા કુકર્મનો તો પાર નથી, પણ મારા કુલ તથા પિતૃઓના પુણ્યથી તથા મોટા ભાઈની ભક્તિથી મારા પાપનો ઘડો અધુરો રહી ગયો. હું આ-જને આજ એને ગાદી પર બેસાડીશ, અને ચાલ્યો જઈશ, કે ફરી મારી બુદ્ધિ ભ્રષ્ટ થાય નહિ. મંત્રી ! સઘળા સામન્તો, પ્રધાનો ને બ્રાહ્મણોને બોલાવો.

બુદ્ધિસાગર—જેવી આજ્ઞા.

---

## પ્રવેશ ૬ ટ્ઠો.

### સભા-મંડપ.

બુદ્ધિસાગર—મહારાજ ! અભિષેકનો કાળ અનાયાસેજ શુદ્ધ આવી ગયો એમ જ્યોતિષિઓ કહે છે.

મુંજ—હવે સઘળા અભિષેક સંસ્કાર થઈ ચુકયા હશે; માટે કોઈ જઈને જુઓ, અને જો ત્યાં સઘળું સમામ થયું હોય તો ભોજને અહીં તેડી લાવો, એટલે હું મારી તરફનું છેલ્લું કરવાનું તે કરી કૃતાર્થ થાઉં. હવે જેમ જલદી આભારથી મુક્ત થાઉં તેમ સારૂં.

હજુરી—મહારાજ, ભોજન લઈ સઘળા આવે છે.

( સામન્તો, બ્રાહ્મણો વગેરે સાથે ભોજ આવે છે, તેને હાથે ઝાલી મુંજ ગાદીપર બેસાડે છે. )

મુંજ—માળવા, બંગાળ, અને દક્ષિણના રાષ્ટ્રાધિપતિ તરીકે આપને નમન કરું છું. ( સઘળા સામન્તો એક પછી એક નમન કરે છે.) બ્રાહ્મણો કુંકુમ, અક્ષત, પુષ્પ સહિત અંજલીએ વધાવે છે અને નેકી પોકારનાર, " માળવા, બંગાળ તથા દક્ષિણના રાષ્ટ્રાધિપતિ જય પામો. " એમ નેકી પુકારે છે. ( સર્વે જાય છે. )

જય જગપતિ દેવ વસો હૃદયે,
હરિ અભય કરો અમને વાદયે;
પ્રભુ શોક વિશેષ હરો સઉના,
હરજો ગુણુ દોષ વડા મનના.
વરશો નહિ પાપ ધનાધિપતિ,
જનદેહ દિયો કરુણાધિમતિ;
ધન ધાન્ય ઘણાં સઘળા મહિમા,
તજી લોભ કરો હરની ઉપમા.
ચરતાં બુરૂં કાજ વૃથા કરજો,
શુભ ભકત તણે શરણે ચડજો;
દીન ભોજ તણાં દુખડાં હરતાં,
વધી વત્સતણી કિરતી જગમાં.

( શ્રીયુત્ ગગલભાઈ વનમાળી પાઠક. )

# (૨) સિદ્ધાર્થ અને રાહુલ.

સિદ્ધાર્થ—રાહુલ ! પાસે આવી મને આલિંગન આપ, બેટા ! ક્યારે આવ્યો ? કુશળ છે ?

રાહુલ—મહારાજને પ્રતાપે કુશળ છું. હમણાં જ આવું છું.

સિદ્ધાર્થ—હમણાં જ ? ત્યારે તો શ્રમિત હોશે. ભોજન તૈયાર છે. ચાલ, સ્નાન કર. હું સાથે જ આવું છું. મને અવકાશ છે.

રાહુલ—સ્નાન કરીને જ દર્શન માટે આવું છું. ભોજનની ઇચ્છા નથી. આપની પ્રકૃતિ તો સ્વસ્થ છે ?

સિદ્ધાર્થ—સ્વસ્થ છે, બેટા. આજે તને ઘણે દિવસે જોઈને સંતોષ થાય છે. સંદેશ મળ્યો હતો ?

રાહુલ—આજ્ઞા વગર તો પ્રદેશ છોડી કેમ આવી શકું ? મળ્યો હતો. માત્ર કૃપાનો લાભ લેવા જેટલી ઉત્સુકતા માટે ક્ષમા માગું છું.

સિદ્ધાર્થ—ક્ષમા માગવાની કશી જરૂર નથી. મને પોતાને તને મળવાની ઉત્સુકતા હતી. તો નિરાંતે બેશી બધું કહે મને, હાલ અહીં કોઈ આવવાનું નથી. તારા વિભાગમાં પ્રજાની સ્થિતિ તો સારી છે? તે સ્વસ્થ થતી જાય છે? પોતાના આત્મવૈદ્યને ચાહે છે ? અનુસરે છે ?

રાહુલ—અધિકારીઓ ચાહે છે અને અનુસરે છે, વધારે તો આપની પાસે શું કહું ? જાણો છો કે હું અજ્ઞાન છું; પામર છું.

સિદ્ધાર્થ—આ નિરવધિ જગતના જ્ઞેય તરફ દૃષ્ટિ કરતાં લગભગ બધા જ અજ્ઞાન અને પામર છે, બેટા. અને મને ખબર છે કે તારા પ્રદેશની પ્રજા બીજા પ્રદેશોની પ્રજાઓ કરતાં વધારે સુખી, સંતુષ્ટ, દયાલુ અને પરસ્પર સ્નેહથી સંબદ્ધ છે. પ્રશ્ન માત્ર તને સંતોષ છે કે કેમ એ જાણવાના હેતુથી હતો. અસંતોષ છે તો બેશક તેવું કારણ હું સમજું છું. તું જિજ્ઞાસુ છે, જિજ્ઞાસા સ્વતંત્ર અને સ્વાભાવિક વૃત્તિ છે. અને તારી ઇચ્છા જ્ઞેયના નિરવધિ પ્રદેશમાં પ્રવાસ કરવાની હશે, તો હું પ્રસન્નતાથી રજા આપીશ. તારા નિયોગની વ્યવસ્થા તો બરાબર છે ?

રાહુલ—હા, મહારાજ! પણ જ્ઞેયના નિરવધિ પ્રદેશમાં હું શી રીતે પ્રવાસ કરી શકીશ? માર્ગ સુદ્ધાં હું જાણતો નથી. નહીં, હું આપની સેવામાં જ થોડો કાળ નિર્ગમન કરીશ, સહવાસના પ્રભાવથી જિજ્ઞાસાને નિયમિત કરતાં શીખીશ; અને ફરી કર્તવ્યમાં પડી શકીશ.

સિદ્ધાર્થ—રાહુલ ! તારી નમ્રતા સંતોષ આપે છે. પણ જિજ્ઞાસાની અવગણના કરવાનું કશું કારણ નથી. જ્ઞાનની શોધ એ પણ

એક કર્તવ્ય છે. સર્વોપરિ છે એમ નથી કહી શકતો; કારણ કે ભિન્ન ભિન્ન પ્રકૃતિનાં હું ભિન્ન ભિન્ન કર્તવ્ય સમજું છું. પણ બેશક સહુએ પોતાની પ્રકૃતિને અનુસરવું જોઈએ. અને એટલું હું તને કહી શકું છું કે પ્રદેશ નિરવધિ હોવા છતાં પ્રવાસીને નિરાશ થવાનું કશું કારણ નથી. તો કહે અને તને શી મદદ આપું ? શી ઇચ્છા છે ? સંકોચ વગર કહે; કારણ કે તારા મનની સ્થિતિ જાણીને જ મેં તને બોલાવ્યો છે.

રાહુલ—મહારાજ કૃપાસાગર છો; અને મને તો જીવનના પણ આપનાર છો. અધિ ગણતા હો તો માત્ર માર્ગ સંબંધી કંઈ રહસ્ય જાણવા ઇચ્છું છું.

સિદ્ધાર્થ—કયા જ્ઞાનના માર્ગ સંબંધી બેટા !

રાહુલ—એ નથી કહી શકતો. મને લાગે છે કે સર્વ જાણ્યા વગર કદાચ એક પણ જાણી નહીં શકાય. પણ હાલ તો આ અદ્‌ભુત વિશ્વયંત્રના નિયામક સંબંધી બની શકે તે અનુભવ કરવા ઉત્સુક છું–ભૂલ કરું છું ?

સિદ્ધાર્થ—નહીં, પણ સાંભળ ! રાહુલ. મને લાગે છે કે મારા ઘણા શિષ્યોની માફક તને પણ મારા પહેલાંના શબ્દો કદાચ અયોગ્ય અર્થમાં સમજાયા હશે, કદાચ મેં જાતે ભુલ કરી હશે. પણ જગતના અનુભવની સાથે જે એક સર્વદેશી નિરવધિ શકિતનું ઘણાને ઝાંખું ઝાંખું ભાન થાય છે, તેના સ્પષ્ટતર પ્રબોધને હું અશક્ય માનતો નથી. નહીં, હું મારી શકિતની સીમા સમજું છું; પણ મારી શકિતની એક વખતની સીમા એ મારી કે મનુષ્યની શક્તિની બધા વખતની સીમા નથી.

રાહુલ—એ સંબંધમાં તો મહારાજના શબ્દો મને યોગ્ય અર્થમાં જ સમજાયા છે.

સિદ્ધાર્થ—તો રાહુલ ! તને એમ પણ સમજાયલું હોવું જોઈએ કે હું પોતે ઘણાં વર્ષથી એ વિષયમાં પ્રતીતિ મેળવવાને તૃષિત હતો.

રાહુલ—એ પણ સમજાયલું જ છે, મહારાજ !

સિદ્ધાર્થ—યોગ્ય છે. તો કહે મને, તને એ વિષયમાં શું શું દેખાયું ?

રાહુલ—પ્રથમ તો, મહારાજ, આ વિશ્વયંત્રને મારાથી સ્વતઃ સિદ્ધ માની શકાયું નહીં. એક કારણ માનવામાં લાઘવ દેખાયું એટલુંજ નહીં પણ એ સિવાય બીજી કલ્પના સુદ્ધાં સંભાવ્ય ન લાગી. પછી મારો અનુભવ ભ્રમરુપ હોય તો કોણ જાણે, પણ વારંવાર જગતના અનેક અદ્દ્ભુત પદાર્થો અને વધારે અદ્દ્ભુત જીવોને જોતાં મને તેમના અનેકત્વનું ભાન થવાને બદલે "એક" "એક" એવા ધ્વનિ સંભળાયા; અને જાણે તેમનાં સ્થૂલ અને અસ્થાયી રૂપોની પાછળ કોઈ એક ભવ્ય અનિર્વચનીય સત્ દેખાયું !

સિદ્ધાર્થ—યોગ્ય છે. પછી ?

રાહુલ—પછી કોઈકવાર એવું પણ લાગ્યું કે જાણે હું હોઉંજ નહીં; અને જાણે સર્વત્ર એ એકજ વિલસતું હોય !

સિદ્ધાર્થ—ઉપનિષદોનું અદ્વૈત ! વાહ, પછી ?

રાહુલ—છતાં એ અનુભવ સ્વત્વના વિસ્મરણમાં-વૃત્તિજ્ઞાનના પ્રલયમાં-મૃત્યુના સરખી આત્માની પારલૌકિક શાંતિમાંજ મને થયેલો. વિચાર કરતાં પછી મને એવું જ લાગ્યું છે કે એ સ્વપ્ન હશે; કારણ કે જાગૃતમાં થયેલો હોય તો તેમાં વિકાર ન સંભવે.

સિદ્ધાર્થ—તું ખરૂં કહે છે, રાહુલ. અદ્વૈતનો અનુભવ જીવનમુક્તેજ થાય છે, ઇતરનું અલ્પ સ્વપ્ન-દર્શન કે પરોક્ષજ્ઞાન એ

અનુભવ નથી.–પણ બેશક અદ્વૈત જ સત્‌નું ત્રિકાલસિદ્ધ રૂપ છે; દ્વૈત અશાશ્વત હોઈ અસત્‌ છે.

રાહુલ—ત્યારે મહારાજ ! શું અદ્વૈતવાદી છો ?

સિદ્ધાર્થ—વાદી ? નહીં. કદાપિ ન હતો; કદાપિ નહીં હોઉંશ–પણ બેશક તું અનુભવ સંબંધી પૂછે છે, તો મારે તને જણાવવું જોઈએ કે ઘણે લાંબે પ્રયાસે અને માત્ર આશા દગ્ધ થતાં પડેલા પ્રકાશને લીધે જ હું સર્વોપરિ સત્ય જોઈ શકયો છું. જે ઝાંખું ઝાંખું અસ્થાયી ભાન સર્વને થાય છે તે મારા હૃદયમાં હવે સ્થાયી અને સ્પષ્ટ છે, અવિચ્છિન્ન અને અખંડ છે.

રાહુલ—અહા ! જે શોધતો હતો તે આ પ્રમાણે મહારાજ પોતે આપો છો ?

સિદ્ધાર્થ—જિજ્ઞાસા, શંકા, અને અનાસ્થા–તથા જિજ્ઞાસા, અલ્પદર્શન, અને સર્વદર્શન એ બંધના તથા દેખાતા ક્રમોનું તને વિસ્મરણ થયેલું. નહીં તો, બેટા, તને મારા સંદેશનો હેતુ એની મેળે પ્રતીત થાત. અસ્તુ. છતાં વ્યવહારમાં પડયા પછી પણ આટલું તો તને યાદ આવે છે કે ચિત્‌ સત્‌થી અભિન્ન છે ?

રાહુલ—नष्टो मोहः स्मृतिर्लब्धा !

સિદ્ધાર્થ—નહીં, રાહુલ ! બીજાના બોલેલા બોલ ન બોલ. પરોક્ષજ્ઞાનને અપરોક્ષાનુભવ પણ ન સમજ. છતાં બેશક તારા જેવા-ઓને એ અપ્રાપ્ય નથી. યોગ્યથી પ્રાપ્ય છે.

રાહુલ—અને એ યોગ કયો, મહારાજ ?

સિદ્ધાર્થ—ગીતામાં સમજાવેલો કર્મયોગ.

રાહુલ—ત્યારે ગીતાને પણ આપ પ્રમાણ ગણતા થયા છો ?

સિદ્ધાર્થ—જેમ બધાં અનુભવના વાક્યને તેમ, પણ બેશક ગીતા સમજવી કઠિન છે.

× × × × ×

રાહુલ—મહારાજના શબ્દો ગંભીર અને શાંત નીસરે છે. છેલ્લા સરખા સમજવાના છે ?—મહારાજ !

સિદ્ધાર્થ—રાહુલ ! તને એટલું ફરી પણ કહી લઉં છું કે, " યોગી થજે. " હવે બહાર જા, શિષ્યોને જણાવ કે સમાધિની તૈયારી કરે.

રાહુલ—મહારાજ!

સિદ્ધાર્થ—રડે છે, રાહુલ! **आनन्दं ब्रह्मणो विद्वान्न बिभेति कदाचन !**

રાહુલ—મહારાજ ! સમય.

સિદ્ધાર્થ—અનંત છે. જ્ઞાન અખંડ છે. મારી જરૂર નથી; કર્તવ્ય માત્ર કરજે.

રાહુલ—( સ્વસ્થ થતાં ) તથાસ્તુ ! હાલ તો બધા શિષ્યોને તાતના ચરણનો છેલ્લો સ્પર્શ કરવા અને અશ્રુથી તેનું પ્રક્ષાલન કરવા બોલાવી લાવું છું, તાતને સુવાડતો જાઉં ? શરીર સ્વસ્થ છે ?

સિદ્ધાર્થ—સ્વસ્થ તો નહીં પણ સ્વાધીન છે, બેટા–તું સુખે જા અને તારી માતાને–સુભદ્રાને કહે કે જરા આગળથી મારી પાસે આવી જાય. ઘણું કરીને તે આવતીજ હશે. આ આવી–તું જા; તારા બંધુઓને બોલાવી લાવ.

× × × × ×

ભદ્રા !

સુભદ્રા—આજે પૂર્વનું સંબોધન સાંભળી નવજીવન પામી, મહારાજ, આજ્ઞા ?

સિદ્ધાર્થ—આપણે જઈએ છીએ.

સુભદ્રા—મહારાજ !

સિદ્ધાર્થ—ભદ્રા, માયાનો પડદો ફાડી નાખી નજર કરી લે, ક્યાં જઈએ છીએ ?

સુભદ્રા—सर्वं खल्विदं ब्रह्म:

× × × × ×

સુભદ્રા—ઓહો ! અમે જઈએ છીએ. વખત ટુંકો છે. તમને સર્વને કહેવાનું આટલું જ છે. પોતપોતાના સ્વત્વની જીવનયજ્ઞમાં આહુતિ આપજો; અને તેની ભસ્મના સ્નાનથી નિર્મલ થઈ નિર્વાણ મેળવજો !

સિદ્ધાર્થ—તથાસ્તુ !

શિષ્યો—( શાન્ત ) દેવ ! દેવી ! છેલ્લે અમને પ્રતિમા માત્ર પૂજવાની રજા આપવાનો અનુગ્રહ કરતાં જાઓ ! નહીં તો નિરાધાર—

સિદ્ધાર્થ—સુભદ્રા ( પ્રાણ જતાં પ્રયત્ને ) નહીં ! નહીં–જ ! ( સ્વગત ) શું રાહુલ સિવાય કોઈએ સાંભળ્યું જ નહીં ? માયા !

( સુદર્શનમાંથી. સંપાદક દુર્લભરામ જેષ્ટારામ ભટ્ટ. )

---

# ( ૩ ) રાજા બિંબિસાર અને બુદ્ધ.

---

સ્થળ—રાજગૃહમાં મગધ દેશના રાજા બિંબિસારનો યજ્ઞમંડપ.

( રાજા બિંબિસારને ત્યાં મહાન યજ્ઞ થનાર છે. દેશ દેશાવરથી અનેક અતિથિઓ આવેલા છે. પુરોહિત, કૃશા, અનાથપિંડિક, વગેરે પણ હાજર છે. યજ્ઞકુંડની આસપાસ અનેક બ્રાહ્મણો યજ્ઞની વિધિ

કરી રહ્યા છે, ત્યાં દેવદત્ત પ્રવેશે છે. મહારાજા બિંબિસાર તથા બીજાઓ ઉભા થઈને દેવદત્તનું સ્વાગત કરે છે. )

દેવદત્ત—કેમ પુરોહિતજી, તમે પણ આવી પહોંચ્યા છો ને શું?

પુરોહિત—અવશ્યમેવ, દેવદત્તજી. રાજગૃહના નરેશની સેવામાં મ્હારે હાજર થવુંજ જોઈએ; શુદ્ધોદન મહારાજે પોતે જ મને મહારાજા બિંબિસારના આ મહાયજ્ઞમાં દર્શનાર્થે મોકલ્યો છે. વળી આપે સંન્યાસ લીધા પછી આપના દર્શનનો લાભ લેવાની પણ અપેક્ષા હતી.

દેવદત્ત—એમ કે?

પુરોહિત—અવશ્યમેવ.

બિંબિસાર—દેવદત્તજી, શુદ્ધોદન મહારાજની મ્હારા ઉપર પરમકૃપા છે. પુરોહિતજીના આવવાથી યજ્ઞની ઘણી ચિંતા મ્હારે માથેથી ઓછી થઈ ગઈ છે. કેમ, પુરોહિતજી, હવે શો વિલંબ છે?

પુરોહિત—મહારાજ, પંડિતોની વારે વાર છે. હું હમણાંજ ઉતાવળ કરાવું છું. કેમ બ્રહ્મદેવો? આહુતિની બધી સામગ્રીઓ તૈયાર છે કે?

બ્રાહ્મણ—એ તો જેની આહુતિ આપવા ધાર્યું હોય તેના ઉપર આધાર છે. માત્ર સોમરસ, ચંદન, અને ઘતાદિની આહુતિ આપવી હોય તો સર્વ તૈયારી છે. પણ આ મહાયજ્ઞનું બલિદાન પણ મહાન હોવું જોઈએ.

પુરોહિત—અવશ્યમેવ, પણ બલિદાન કરતાં પણ દક્ષિણા ઉપર યજ્ઞના ફલનો વિશેષ આધાર છે.

બિંબિસાર—બ્રહ્મદેવો, આજના મહાયજ્ઞમાં દેવોને જેટલા તૃપ્ત કરી શકાય તેટલા કરવાના છે. કોઈ પણ પ્રકારની ખામી રાખવાની નથી.

**બ્રાહ્મણ**—તેમાં રજ પણ ખામી નહિ રહે મહારાજ. પુરોહિતજી, હવે માત્ર મુંજ ઘાસનાં બે તણખલાં આવી જાય એટલે હોમનો આરંભ કરી દઈએ.

**પુરોહિત**—પંડયાજી, નાહક મુંજ ઘાસના તણખલા માટે સમય ગુમાવવાનું જરાયે કારણ નથી. બ્રાહ્મણપુત્રે ધર્મક્રિયામાં અમુક સામગ્રી વિના નજ ચાલી શકે એવો અગવડ ભરેલો અને તેથી મુર્ખાઈ ભરેલો ખ્યાલ રાખવાનો જ નથી. જ્યાં બ્રાહ્મણની હાજરી હોય ત્યાં સર્વ વિધિઓ આપોઆપ સફલ જ થઈ જવાની. મંત્રોચ્ચાર કરી બ્રાહ્મણના હાથથી ઘૃતચંદનનો છાંટો અગ્નિદેવને સમર્પવામાં આવ્યો અને બ્રાહ્મણોને ભુરિ કહેતાં પુષ્કળ દક્ષિણાથી સંતોષવામાં આવ્યા એટલે યજ્ઞનું ફલ મળી ચૂક્યું સમજવું. કેમ ધ્યાનમાં આવ્યું, પંડયાજી?

**બ્રાહ્મણ**—સત્ય કહ્યું, દેવતા, આપના જેવા વિદ્વાન પુરોહિત અને અમારા જેવા સામાન્ય બુધ્ધિના પંડયાઓમાં આટલો તફાવત! ચાલો ત્યારે હોતાઓ, હવે વિલંબ ન કરો. મુહૂર્ત વીતી જાય છે, માટે બલિદાન તૈયાર કરો.

( બીજો એક બ્રાહ્મણ એક ઘેટાને પકડી પ્રવેશે છે. અને ઘેટા ઉપર છરી ઉગામે છે. )

**બીજો બ્રાહ્મણ**—દેવ દેવીઓ! સંતુષ્ટ થાઓ, પ્રસન્ન થાઓ, તૃપ્ત થાઓ. બોલો બ્રાહ્મણો, શ્રી ઈંદ્રિ દેવકી જય.

**સર્વ બ્રાહ્મણો**—શ્રી ઈંદ્ર દેવકી જય, શ્રી અગ્નિદેવકી—

( છરી ઘેટાના શરીરમાં ભોકાવવાની તૈયારીમાં છે અને " જય " શબ્દ બોલાયો નથી ત્યાં બુદ્ધ અચાનક આવી પહોંચે છે. )

**બુદ્ધ**—**शांतं पापम्! शांतं पापम्!** બ્રાહ્મણો, પ્રથમ બુદ્ધના લોહીનું અગ્નિદેવને બલિદાન આપો, પ્રથમ બુદ્ધના શરીરના ટુકડે-

ટુકડા કરો, અને પછી આ ગરીબ અબોલા પ્રાણીના પ્રાણ હરો.

(આખી સભા સ્તબ્ધ થઈ જાય છે; પુરોહિત તથા અનાથ-પિંડિક બુદ્ધદેવને સાષ્ટાંગ દંડવત્ કરી રહેલ છે; છરી ઉગામનાર બ્રાહ્મણનો હાથ જડવત્ એમનો એમ અધર રહી જાય છે; અગ્નિની જ્વાળાના ભડકા ઓછા થઈ જાય છે; બ્રાહ્મણોના મંત્રોચ્ચાર શાંત થઈ જાય છે; દેવદત્તના ક્રોધાગ્નિનો પાર રહેતો નથી; બિંબિસાર સાનંદાશ્ચર્ય જોઈ રહે છે.)

બિંબિસાર—અહા! શું બુદ્ધ ભગવાન્ પોતેજ અહીં? પધારો, મહાત્મન્ પધારો. આજ તો મ્હારે ત્યાં ઘેર બેઠાં ગંગાજી ઉતર્યાં. દેવ, આપના તપની અને આપના તપના ફલની વાતો સાંભળ્યા પછી આ-પને મળવાને મ્હારૂં મન અતિશય અધીરૂં થઈ રહ્યું હતું. આજે આપના પધારવાથી ખરેખર મ્હારા યજ્ઞની શોભામાં અને મ્હારા અંતરના આનંદમાં ઓર વૃદ્ધિ થઈ છે. પણ કૃપાળુ મહાત્મન્! આ મહાયજ્ઞમાં બલિદાન અટકાવવાનું આપને શું પ્રયોજન છે તે જાણ-વાને હું અત્યંત આતુર છું.

બુદ્ધ—ઓ શ્રદ્ધાળુ નૃપતિઓ કહેવાતા અને પૂજાતા બ્રાહ્મણો! આ હોમ, આ બલિદાન, આ યજ્ઞ, શા માટે છે તેનો કદી પણ વિચાર કર્યો છે? ઓ ભારતનાં સંતાનો, તમારી પવિત્રતા, તમારી સાત્ત્વિકતા, તમારી સહૃદયતા ક્યાં ઉડી ગઈ? નિર્દોષ પ્રાણીઓનાં ગળાં રેંસી તમે કયું સ્વર્ગ મેળવવા ઇચ્છો છો? શું તમે ભારતવર્ષનો સનાતન સિદ્ધાંત ભૂલી ગયા કે આત્માનાં પાપો દેહના બલિદાનથી ધોઈ શકા-વાનાં નથી? શું આ નિર્દોષ પ્રાણીના ઈશ્વરી દેહની રૂંવાટીનો એક પણ વાળ છીનવી લેનાર મ્હોટામાં મ્હોટા દેવ પણ એ વાળ તેને પાછો આપવાની તાકાત ધરાવે છે ખરો? છતાં પાણીના પરપોટા જેવી જિંદગી ભોગવનારાં ક્ષુદ્ર માનવીઓની કેટલી અહંતા! સ્મરણમાં

રાખજો કે બલિદાનોથી કે યજ્ઞોથી, ક્રિયાકાંડથી કે મંત્રોચ્ચારથી, અંતરની ખરી શુદ્ધિ થવાની નથી. તમારાં પાપોને ભસ્મીભૂત કરનાર અગ્નિ આ અગ્નિની જવાળામાં નથી. નિર્વાણનું દ્વાર આ યજ્ઞકુંડમાં નથી. નિર્વાણનો પરવાનો પંડિતોની વાણીમાં નથી. રે, નિર્વાણની કુંચી આ આહુતિની જાદુગીરીમાં નથી. બંધુઓ, એ શક્તિ તમારા અંતરાત્મામાં છે; એ અગ્નિ તમારા હૃદયના ગર્ભમાં છે; એ નિર્વાણ તમારી પોતાની જ હથેલીમાં છે. બાપુ, જીગરમાંથી ઉભરાઈ જતાં દયા અને પ્રેમ એજ નિર્વાણની ખરી કુંચી અને એજ નિર્વાણનો ખરો પરવાનો છે. માટે રાજન્ ! પ્રાણીમાત્રની આત્મવત્ જોતાં શીખ. બીજાંઓનાં દુઃખ તારા પોતાનાં દુઃખ સમજ. જેવા વિચાર તેવી વાણી; જેવી વાણી તેવાં કર્મ; જેવાં કર્મ તેવાં ફલ; જેવો આઘાત તેવો પ્રત્યાઘાત; જેવું વર્તમાન તેવું ભવિષ્ય—આ મહાન કુદરતનું અનિવાર્ય શાસ્ત્ર ભૂલી ન જા. **પ્રેમ પ્રેમથી મળશે, દ્વેષથી નહિ; દયા દયાથી મળશે, ક્રૂરતાથી નહિ; અમરત્વ અહિંસાથી મળશે, હિંસાથી નહિ.** અને કયું માનવી, રે, કયો દેવ, પ્રેમ અને દયા વિના ક્ષણવાર પણ જીવી શકે તેમ છે ? માટે ત્હારા હૃદયપટ ઉપર આખી આલમનાં મહાન શાસ્ત્રોનું શિરોમણિશાસ્ત્ર પશ્ચાત્તાપના આંસુઓથી લખી રાખ કે, પ્રેમ, દયા, અહિંસા એજ પરમધર્મ છે, એજ નિર્વાણનો સત્ય માર્ગ છે, એને જ શરણ જવું એમાં સકલ વિશ્વનું કલ્યાણ છે. રાજન્, **अहिंसा परमो धर्मः।**

( બિંબિસારનું હૃદય બુદ્ધ દેવનાં અસરકારક વચનોથી પીગળી જાય છે, અને બુદ્ધના ચરણમાં મગધ દેશના મહારાજાનું શિર નમે છે.)

**[ નૃસિંહદાસ ભગવાનદાસ વિભાકર, બેરિસ્ટર-એટ-લૉ. ]**

# ( ૪ ) બાર વનદેવીઓ.

**અરણ્યાની**—ભારતના અભ્યુદયમાં સ્ત્રીજાતિ પણ બહુ મહત્ત્વની ગણવા જેવી છે. પણ આજનો સ્ત્રીસમુદાય એવું તે શું કરે કે જેથી ભારતના અભ્યુદયમાં તેઓ ઉપયોગી થઈ પડે ?

**પ્રભાવતી**—આ ગહન પ્રપંચવનનાં અધિષ્ઠાત્રી અરણ્યાની બહેનનો પ્રશ્ન આપણે એકત્ર થઈ વિચારવા યોગ્ય છે. આ ભારતવર્ષને ઉદયાચલ અને અસ્તાચલનો ( પૂર્વ અને પશ્ચિમનો ) પ્રકાશ મળે છે. પણ કેટલાક પ્રાતઃસંધ્યા કરી ઉદયાચલનો ( પૂર્વના દેશોનો ) મહિમા ગાય છે, અને કેટલાક સાયંસંધ્યા કરી અસ્તાચલનો (પશ્ચિમના દેશોનો ) મહિમા ગાય છે; પણ મને તો મધ્યાહ્ન સંધ્યામાં જ કિરણજાલનો ખરો યોગ લાગે છે.

**જ્યોતિષ્મતી**—પ્રભાવતી બહેનની નૈસર્ગિક પ્રતિભા કંઈ કંઇ અદ્ભુત સ્ફુરણ કરાવે છે, પણ મને તેમના અટપટા યોગનો સ્ફોટ થાય તેવા વિચારો ખુલ્લા કરી જણાવવાનો વેગ થઈ આવે છે. અરણ્યાની બહેન પોતાનું જ્ઞાનાદિ ઐશ્વર્ય ઢાંકે છે, પ્રભાવતી બહેન કંઈક ઉઘાડું પાડે છે. પણ ભારતવર્ષની સામાન્ય બુદ્ધિવાળી આપણી મનુષ્યજાતિની બહેનોના કર્ત્તવ્યને આપણે તેમના દૃષ્ટિબિન્દુથી ચર્ચવાની અગત્ય છે. મને તો લાગે છે કે માનવી સૃષ્ટિમાં પુરુષજાતિ અને સ્ત્રીજાતિનો સંપુટ ભાવ છે. મનુ અને શતરૂપાના પૂર્ણયોગનાં પ્રતિબિમ્બો ઝાંખા ઝાંખા પણ પ્રત્યેક યોનિનાં સ્ત્રીપુરુષોમાં અનુભવી શકાય તેમ છે. પરંતુ મને એકલા પુરુષના ખંડમાં અથવા એકલા સ્ત્રીના ખંડમાં પૂર્ણતા કદી પણ સિદ્ધ થાય તેમ સમજાતું નથી. બંને

જાતિનો અખંડ યોગ વિશ્વનો નિર્વાહ કરવા ઉપયોગનો છે. એકલ પુરુષવર્ગથી શું થાય ? તેઓ બિચારા ખાલી ખોખા જેવા કાપાલિકોજ ગણાય.

ધર્મદા—જ્યોતિષ્મતી બ્હેનનું કહેવું ઘણું મર્મવાળું છે. સ્ત્રી જાતિની અવગણનાથી અથવા પ્રદ્વેષથી, ખરેખર પુરુષો અઘોર કાપાલિકો જ થયા છે, થાય છે અને થશે. ભગવાન્ શિવ પણ "શવ" ગણાયા અને તેમની શિવરૂપતા–મંગલમયતા–તો આપણું આધશક્તિના–સતીદેવીના–સૌભાગ્યથી જ થઈ છે તે આપણું કયાં અજાણ્યું છે ? જુઓને ! શ્રી શંકરાચાર્યે કહ્યું જ છે ને—

समग्रा सामग्री जगति विदितैव स्मररियो—
यदेतस्यैश्वर्यं तव जननि सौभाग्य महिमा ।

ભારતવર્ષની સ્ત્રીજાતિએ ખાસ પોતાની પ્રતિષ્ઠાને સમજવી જરૂરની છે. સંસારયજ્ઞની દિશામાં સ્ત્રીજાતિએ સહધર્મચારિણીના સંસ્કાર લેવાનો છે.

વસુદા—( એકદમ વચમાં બોલી ઉઠે છે ) ત્યારે ધર્મદા બ્હેન શું બધી સ્ત્રીઓએ હોમહવન જ કરવાની તમે હીમાયત કરો છો ભારતવર્ષનું આવા યજ્ઞોથી શું દળદર ફુંકાયું ? પ્રાચીનોની ભાવનાના તાણમાં તણાઈ ભારતવાસીઓ દરિદ્રતાના શિખરે પહોંચ્યા, અને अकिंचनस्य किं भयम् એ સૂત્ર પ્રમાણે યજ્ઞભૂમિ સર્વમેધ સાથે દક્ષિણમાં સોંપી દીધી ! ધર્મદા બ્હેન ! આ કંઈ અભ્યુદયનો માર્ગ ન કહેવાય.

---

ભાવાર્થ–કામદેવના શત્રુ શિવની સઘળી વૈભવની સામગ્રી શી છે તે તો જગત્ સારી રીતે જાણે છે. ( એટલે તેમનું ભિખારી સરખું જીવન જગત્‌ને જાણવામાંજ છે ) પરંતુ તેમનું જે ઐશ્વર્ય કહેવાય છે, તે તો હે માતર્ ! તારા સૌભાગ્યનો મહિમા માત્ર છે.

ધર્મદા--વસુદા બ્હેન! તમે મારા ભાવને સમજ્યાં નહિ, અને મારા વિચારના સૂત્રને તોડી નાંખ્યું. બ્હેન! મારો "ધર્મ" હોમ હવનમાં સમાપ્ત નથી થતો. તે શબ્દ ઘણા વિશાલ અર્થનો વાચક છે. મન, વાણી અને કાયાવડે જે પ્રવૃત્તિ વ્યક્તિનું અથવા સમુદાયનું ધારણ કરી રાખે તેનું નામ 'ધર્મ'–એ વ્યુત્પત્તિને સતી ભગવતીના આશ્રમમાં આપણે સાથે સમજેલાં તે કેમ વિસરી ગયાં? ગૃહના, ગ્રામના, નગરના, દેશના, પૃથ્વીના અને સમગ્ર બ્રહ્માંડના એક અંશ તરીકે પ્રત્યેક સ્ત્રીએ પુરૂષજાતિના રક્ષણછત્ર નીચે રહી પ્રપંચના (વિશ્વના) અને પ્રપંચના નેતા મહેશ્વરના વૈભવનો પ્રકાશ શી રીતે કરવો–એ ધર્મનો સર્વોત્તમ આદર્શ છે; અને તે સિદ્ધ કરવાનો પ્રવૃત્તિ માર્ગનો જે ઉદ્યોગક્રમ તેને હું 'યજ્ઞ' નામ આપું છું. તેવા ઉદ્યોગ વડે જ પ્રભુ પૂજાય છે, અને તેથી તે 'યજ્ઞ' નામવડે ઓળખાય છે. આવા વ્યાપક 'ધર્મના' કર્મયોગની દીક્ષામાં દીક્ષિત થવા હું સ્ત્રીજાતિને પ્રબોધવા માગું છું. તેવી દીક્ષાવડે નિર્ધનતા અને દીનતા કરોડો ગાઉ દૂર રહે છે.

વસુદા—ધર્મદા બ્હેન! ક્ષમા કરજો. મારો તલપાપડીઓ સ્વભાવ ખરાબ છે, અને તેથી ઉતાવળમાં અઘવચ બોલી ઉઠી, અને આપનાં અમૂલ્ય વિચારસૂત્રનાં મોતી મેં વેરી નાંખ્યાં. આપના પ્રતિપાદન કરેલા ધર્મવડે ભારતવર્ષની દુર્દશા થવી સંભવતી જ નથી. અનર્ગલ સંપત્તિથી ભારતવર્ષ પ્રથમ શોભતો હતો, તેનું કારણ મને હવે સમજાયું.

કામદા—પણ વસુદા બ્હેન! ધર્મદા બ્હેન કહે છે તેવા સર્વ વ્યાપક ધર્મની હીમાયત અસ્તાચલના (પશ્ચિમના) શિખરેથી ઉતરી આવેલા લોકો ભારતવર્ષમાં બહુ કરે છે, અને ભારતવાસીઓ અનુ-

કરણુ કરવામાં કુશલ હોવાથી તેઓ પોતાના **સ્વધર્મ**ની ભાવના મૂકી **સર્વધર્મ**ની ભાવના કરવા મંડી મયા છે, અને તેથી પ્રત્યેક વ્યવહા-રમાં નિપુણુતા, દક્ષતા વગેરે લોપ પામ્યાં અને ભારતવર્ષનું કલાજ્ઞાન તો બિચારૂં શરમાઈ જ ગયું ! લલિત કલાઓ અને ગૃહકલાઓ ભારતવર્ષની સ્ત્રીઓની પ્રાચીન કાલમાં કેટલી ઉંચી કક્ષાએ ચડેલી હતી, તેની છાયા આપણાં કાવ્યો, નાટકો, અને ભવ્ય મન્દિરોમાં હજુ પણ જણાય છે. પરંતુ બ્હેન ! હવે તો પૂર્વના ઉદયાચલની કલાઓને દબાવી પશ્ચિમના અસ્તાચલની કલાઓ આંજી નાંખે તેવી દાખલ થઈ નકલી કલાઓ અને નકલી માલ, તેમાંથી છૂટવાનો કોઈ માર્ગ ભાર-તવર્ષની સ્ત્રીઓને દર્શાવવો જોઈ એ.

**મધુમતી**—હું ધર્મદા, વસુદા અને કામદા બહેનોના વિચારો સાથે સંમત છું, પણ ભારતવર્ષની સ્ત્રીઓએ ખાસ ધ્યાનમાં રાખ-વાનું એ છે કે બહારના ધનાદિ વૈભવો, અને ઉત્તમ કલાઓની સંપત્તિ પણ વ્યાપક ધર્મ સંસ્કારવડે તેમનાં ચિત્ર રંગાયેલાં ન હોય તો અભ્યુદય મળ્યો હોય તોપણુ ન મળ્યા તુલ્ય છે, કારણકે તે ભોગવી શકાતો નથી. તેવી શુષ્ક બાહ્યસંપત્તિ આંતર મધુર રસને ઉત્પન્ન કરી શકતી નથી. ઘણાં પુરુષોના ભિન્ન ભિન્ન રસને લઈ જેમ મધુ-કર મધુ ઉત્પન્ન કરી કૃતાર્થ થાય છે, તેમ અનંત વિષયો અને કલાઓદ્વારા જ્યારે મનુષ્ય પ્રાણી ત્રિવર્ગનો અખંડ મધુરભાવ ઉત્પન્ન કરે છે ત્યારે જ અભ્યુદય સિદ્ધ થયો ગણુાય છે.

**વિમલા**—પણુ ખાટા, ખારા, તીખા વગેરે ભિન્ન ભિન્ન રસને મધુનું રૂપ આપવાની મધુકરની શક્તિ શાથી થાય છે તે જાણ્યા વિના અભ્યુદયની સિદ્ધિ મનુષ્ય પ્રાણી શી રીતે કરે ? પુરુષો સ્ત્રીજાતિને ગૌણ માની તેને ભોગ્યકોટિમાં મૂકે છે; જાણે તે જાતિ જડ પાષાણાદિ

સાધનરૂપ હોય તેમ માની તે જાતિના આત્માની જ્ઞાન, ઇચ્છા, અને ક્રિયાશક્તિનો લોપ કરવા પુરુષોએ પ્રયત્ન કર્યો છે. તેનું ફલ તેમને પોતાને અનર્થરૂપ થઈ પડ્યું છે. અર્ધાંગવાયુવાળા જીવર્ગને સંભાળવો ભારે થઈ પડયો છે. બીજું અર્ધું અંગ પોતાના નિયત કાર્ય ઉપરાંત બીજા મૃતપ્રાય અંગને સચેતન રાખવા રોકાય છે તેથી તે પણ નબળું પડી સમાજ શિથિલ બની ગયો છે. મને તો લાગે છે કે સ્ત્રીજાતિરૂપ અર્ધા સમાજના અંગને વિદ્યુત્ પ્રયોગથી સચેતન કરવો જોઈએ. તે વિકૃત અંગથી વિષ ઉત્પન્ન ન થતાં આખા સમાજના શરીરમાં બલ, ઉત્સાહ પ્રવર્તવાં જોઈએ.

પ્રત્યેક ક્ષુદ્ર વ્યવહારમાં પુરુષજાતિનો આધાર રાખવાની ટેવથી સ્ત્રીજાતિ આળસુ અને પ્રમાદી બની છે. આ શૈથિલ્ય નીકળી જવું જોઈએ, અને તે બાહ્ય વૈભવ અથવા કલાઓથી નીકળવું સંભવતું નથી. તે બાહ્ય સંપત્તિ અને સાધનો ચિત્તને પરવશ બનાવનાર છે, આત્મવશ બનાવનાર નથી. **सर्वं परवशं दुःखं सर्वमात्मवशं सुखम्**–એ સૂત્રમાં ઘણા અનુભવનું કેન્દ્ર છે. આ ચિત્તને સ્વાયત્ત–પોતાને સ્વાધીન–કરવાની કલાવડે સ્ત્રીજાતિ પુરુષજાતિના અર્ધાંગની વાસ્તવ પ્રતિષ્ટા મેળવી શકે. બાકી સર્વ જગત્ના ચેતનપ્રદાતા સૂર્ય ભગવાન્નું પણ દર્શન કરવામાં પાતિવ્રત્યનો ભંગ થતો હોય એમ માની **असूर्यपश्या**ની પદવી મેળવી ક્ષય પામવું હોય તો ભારતવર્ષ લયક્રમમાં છે એમ સમજવું.

**વિરજા**—પણ વિમલા બહેન ! બાહ્ય વૈભવો અને કલાઓ વડે અનુકૂલ સામગ્રી ઉભી કરી સ્ત્રીજાતિએ સંસારયજ્ઞમાં પુરુષજાતિના સહ-ભાગી થવાનો આપનો વિચાર ઘણો ઉત્તમ છે, પરંતુ સ્ત્રીજાતિમાં ભોગ્યત્વ બુદ્ધિ ને પૂજ્યત્વબુદ્ધિ પુરુષવર્ગમાં ઉત્પન્ન થયા વિના કાર્યવિભાગ

અને શ્રમવિભાગ સ્ત્રીજાતિ શી રીતે કરી શકે ? મૂળ તો ઘણા કાળની પરવશતાથી મંદતાવાળી, અને તેમાં સ્વતંત્ર જ્ઞાન, ઇચ્છા અને ક્રિયા-શક્તિની ધારણ કરનારી છતાં નિર્બલતાથી આત્મરક્ષણ કરવાને અસમર્થ થએલી સ્ત્રીજાતિ કદી ઉત્તમ કાર્ય ન કરી શકે તો તેમાં તેમનો શો દોષ ? સ્ત્રીજાતિમાં આદ્યશક્તિના પ્રતિબિંબરૂપે માતૃબુદ્ધિ અને પૂજ્યભાવના પુરુષવર્ગમાં જામવી જોઈએ. આ ભાવના પુરુષ-વર્ગમાં જાગ્રત કરવા સ્ત્રીજાતિનો એક વર્ગ એવો પણ કેળવવાની જરૂર છે કે જે નિર્બલ અને અનાથ બાળા, યુવતી અને વૃદ્ધાઓનું રક્ષણ કરે. આ વર્ગ ભગવતીની દુર્ગામૂર્તિ જેવો જોઈએ. તેમનું કુલવ્રત સ્ત્રીજાતિનું સર્વત્ર રક્ષણ કરવાનું, સમાજની સેવિકા બની સ્ત્રીજાતિના અર્ધા અંગને સચેતન બનાવવાનું જોઈએ. કર્કશ વૈરાગ્ય બલવાળી સ્ત્રીજાતિની કેટલીક વ્યકિતઓ કુટુંબજાલ વિનાની—સમા-જની સ્ત્રીજાતિની રક્ષક અને પ્રેરક બની જાગવી જોઈએ. પ્રાચીન ભારતમાં વિરજાદીક્ષાવાળી સ્ત્રીઓ હતી. તેમનો પ્રભાવ અદ્ભુત હતો. પાર્વતીદેવીનું વ્રતકાલનું જીવન, સુલભા, ગાર્ગી આદિનાં ઉદા-હરણો મારા અભિપ્રાયને ટેકો આપનારાં વિદ્યમાન છે.

કુમુદિની—વિરજા બહેનનું કહેવું અક્ષરશઃ ખરૂં છે. સમા-જની સ્ત્રીજાતિની રક્ષક અને પ્રેરક વિરક્ત ભૂમિકાની સ્ત્રીઓ વિના ભારતવર્ષની સ્ત્રીઓ આત્મોદ્ધાર કરવામાં પુરૂષવર્ગને પુનઃ પરવશ થયા વિના રહેશે નહિ, અને તે વર્ગમાં સ્ત્રીજાતિ પ્રતિ પૂજ્યબુદ્ધિનો સર્વાંશ વિકાસ થયા વિના સ્ત્રીવર્ગને પતનનો સ્વાભાવિક ભય રહે છે. તેઓ બિચારીઓ કંપતા હરણ જેવી હોય છે. જ્યાં વિરક્ત સ્ત્રી વર્ગનો ચન્દ્ર પ્રકટ થયો, ત્યાં તેઓ કુમુદીની પેઠે ખીલે છે.

જ્યોત્સના—ત્રિવર્ગના મધુને મેળવનારી નિર્ભયપદે રહેનારી

સ્ત્રીજાતિ પોતાના જ વર્ગથી વૈરાગ્યાદિ દૈવી સંપત્તિ મેળવનારી પુરુષ જાતિના અર્ધેન્દુને પૂર્ણેન્દુ બનાવી શકશે. તેમના જીવનનાં આદર્શો કેવલ ભોગ અથવા અભ્યુદયમાં જ નહિ પણ મોક્ષ અથવા નિઃશ્રેયસમાં ગોઠવાશે.

શાંતિદા—વાહ! જ્યોત્સના બ્હેન! તમે તો અમને અરણ્યાનીના ગહન માર્ગમાંથી શિખરપર લઈ ગયાં! મને આપણા સંવાદના સારરૂપ કંઈક કહેવા દોઃ—

પ્રપંચના આ ગહનાન્ધકારથી,
ચૈતન્યરશ્મિ થકી જાગતી બની;
ત્રિવર્ગના રમ્ય અબાધ્ય યોગથી,
નિઃસારને સારવતી બનાવતી.
તપેલ આ ભારતભૂમિમાં ખરે,
જ્યોત્સ્નારૂપે શીતલતા પ્રસારતી;
સ્ત્રીજાતિની આ અદ્દભુત શકિતને,
વિકાસશે દ્વાદશ સૂર્યજાલથી.

(શ્રીયુત નર્મદાશંકર દેવશંકર મહેતા.)

---

# (૫) "ઔરંગઝેબ અને દુર્ગાદાસ."

સ્થાન—દિલ્હીશ્વર ઔરંગઝેબનો દરબાર.

પાત્રો અને સ્થિતિ—(ઔરંગઝેબ સિંહાસને વિરાજેલ છે. એક બાજુ વિકાનેર પતિ શ્યામસિંહ તથા ઉમરાવો બિરાજેલા છે. બીજી બાજુ સેનાપતિ તહબ્બરખાં અને સિપાઇઓ લશ્કરી વેશમાં

ઉભા છે, અને સામેના ભાગમાં રાઠોડ સેનાપતિ દુર્ગાદાસ અને તેનો ભાઈ સમરસિંહ ઉભેલા છે. )

ઔરંગઝેબ—" દુર્ગાદાસ, જશવંતસિંહનું મોત એ મોગલાઈ સલ્તતનતની કમનશીબી બતાવે છે."

દુર્ગાદાસ—" જહાંપનાહ, સામ્રાજ્યના રક્ષણ માટે અને રાજાની આજ્ઞાનું પાલન કરવા માટે પ્રાણ આપવો; એ તો પ્રત્યેક મનુષ્યને ગૌરવનો વિષય છે."

ઔરંગઝેબ—" તમે બહુ જ યોગ્ય વાત કહી દુર્ગાદાસ, જ-શવંતસિંહ વિના એ દુર્જય તોફાની કાબુલીઓને કોણ જીતી શકે ? એ વાસ્તે હું એમનો કેટલો દેવાદાર છું ? એ કરજ હું મારા જીવ-નમાં તો વાળી શકીશ નહિ. ( શ્યામસિંહ ભણી જોઈને ) કેમ રાજન્! બરાબર કહું છું ના ? "

શ્યામસિંહ—" નિ:સન્દેહ. "

સમરસિંહ—" કાં જહાંપનાહ, એ કરજ તો આપે જશ-વંતસિંહના પુત્ર પૃથ્વીસિંહનો પ્રાણ લઈ વાળી આપેલું છે ને ? "

ઔરંગઝેબ—( આશ્ચર્યભાવ દર્શાવી ) " શું મેં પૃથ્વીસિંહનો પ્રાણ લીધો ? યુવક, તું શું બોલે છે ? તે તું પોતે જ સમજતો જણાતો નથી. પૃથ્વીસિંહને તો હું મ્હારા પુત્રની માફક ચાહતો હતો. એને તો મેં મ્હારે સ્વહસ્તે પાદશાહી પોષાક પહેરાવ્યો હતો. "

સમરસિંહ—" સમ્રાટ્, એ ભોળો રાજકુમાર પણ એમ જ સમજતો હતો. પરંતુ એને માલમ નહોતું કે આ બાદશાહી પોષાક ઝેર ભરેલો છે."

શ્યામસિંહ—" અરે યુવક ? તું કોની સાથે વાત કરે છે, તે સમજે છે ? "

સમરસિંહ—" સમજું છું. વિકાનેરપતિ ! હું આપના ધણી સાથે વાત કરું છું. મારા ધણી સાથે નહિ. "

(ઔરંગઝેબ કાંઈક ચમકે છે, કેમકે પોતાને મોંએજ દોષ કહેનારો તેણે આજ લગી આવો કોઈ જોયો નહોતો. તેનું મન કાંઈક ક્રોધવાળું થાય છે, અને ભવાં સંકોચાય છે. તોપણ મનમાં ક્રોધને દાબી રાખી બોલે છે.)

ઔરંગઝેબ—" કોણ કહે છે કે એ પાદશાહી પોષાક ઝેરવાળો હતો ? "

દુર્ગાદાસ—" નહિ જહાંપનાહ, એનો કશો પ્રત્યક્ષ પુરાવો નથી; માત્ર લોકોનું એવું અનુમાન છે. "

સમરસિંહ—( ક્રોધપૂર્વક ) " અનુમાન છે ? પોષાક પહેર્યા પછી એ રાજકુમાર ઝેરે લીલો જર્જરિત થઈ ગયો, અને દારુણ પીડાએ થોડીવારે મરણ પામ્યો ! એ મેં મારી નજરે જોયું ! છતાં અનુમાન ? જો એમ હોય તો તો જશવંતસિંહને અફઘાનિસ્તાનમાં મોકલી હત્યા કરાવી એ પણ અનુમાન ! તેની રાણી તથા પુત્રને દિલ્હીમાં બંદીવાન કર્યાં છે એ પણ અનુમાન ? આ મોગલ સામ્રાજ્ય પણ અનુમાન ? તમે પણ અનુમાન ? હું પણ અનુમાન ? સમ્રાટ્ ઔરંગઝેબ પણ અનુમાન ? અને આ આખું વિશ્વ પણ અનુમાન ? શું અનુમાન નહિ ? દુર્ગાદાસ, એવું બોલોમાં, એ વાત અનુમાન નથી; પણ હજારવાર સત્ય છે, નક્કી છે, ચોક્કસ છે. "

દુર્ગાદાસ—( સમરસિંહ પ્રતિ ) " બન્ધુ ! શાંત થાઓ, સ્મરણ કરો કે શી પ્રતિજ્ઞા લઈને તમે આવ્યા છો ? "

સમરસિંહ—" સારૂં. લ્યો હવે ચૂપ રહું છું. પણ એક વાત કહેવા દો. જહાંપનાહ ? આપ એમ નહિ માનશો કે અમે દૂધ પીતાં

નાનાં બાળકો છીએ, અને તમારી કાંઈ ગત સમજતાં નથી ? અમે પણ દુનિયાંના અનેક રંગો જોયા છે, અને બધું સમજીએ છીએ."

**દુર્ગાદાસ**—" જનાબ ! મારા ઉગ્ર બંધુને ક્ષમા આપશો. આજે અમે એક નમ્ર પ્રાર્થના કરવા આવેલા છીએ. "

**શ્યામસિંહ**—" દુર્ગાદાસ ! ખુશીથી બોલો. બીવાનું કાંઈ કારણ નથી. જહાંપનાહ, ઉદાર દિલના છે. એમણે તમારા ભાઈના ઉદ્ધત આચરણની ક્ષમા આપી છે એમ સમજો. તમારે બીવાનું કશું કારણ નથી. "

**દુર્ગાદાસ**—"અમારી નમ્ર પ્રાર્થના એ છે કે–સ્વર્ગવાસી જોધપુર નરેશનાં મહારાણી પોતાનાં બાળકોને લઈ પોતાની રાજધાની ભણી જવાને ચાહે છે. તો એ બાબતમાં હું સમ્રાટ્‌ની અનુમતિ માગું છું."

**ઔરંગઝેબ**—" એમાં અનુમતિ માગવાનું કારણ ? "

**દુર્ગાદાસ**—" એ બાબતમાં સમ્રાટ્‌ની અનુમતિ જોઈએ, એવું તો હું પણ માનતો નથી; પરંતુ મોગલ સેનાપતિ તહબ્બરખાં કહે છે કે સમ્રાટ્‌ની અનુમતિ વિના હું જવા દેનાર નથી, માટેજ અનુમતિ માગવી પડે છે. "

**ઔરંગઝેબ**—( તહબ્બરખાં ભણી જોઈ ને ) " કાં તહબ્બરખાં, શી હકીકત છે ? "

**તહબ્બરખાં**—" જહાંપનાહનું એવું ફરમાન હશે એમ હું માનતો હતો. "

**ઔરંગઝેબ**—" હાં હાં, મેં કહ્યું હતું ખરૂં કે જશવંતસિંહના કુટુંબને દિલ્હી છોડતાં પહેલાં મારે બક્ષીસથી નવાજવું છે. મહારાજા જશવંતસિંહ ઉપર જેવો અનુગ્રહ દર્શાવવા હું ભૂલ્યો નથી, એવો જ અનુગ્રહ એના કુટુંબ ઉપર દર્શાવવા હું ચાહું છું. કેમ મહારાજ ? "

શ્યામસિંહ—"જશવંતસિંહના પરિવાર ઉપર સમ્રાટ્‌નો સદા અપાર અનુગ્રહ છે."

સમરસિંહ—"સમ્રાટ્‌ અને દુર્ગાદાસ! હવે મારાથી બોલ્યા વિના રહી શકાતું નથી; અને તેથી બોલું છું. સમ્રાટ્‌! આપ અનુગ્રહ કરવો રહેવા દો; એટલો અનુગ્રહ જ બસ છે. આપની ભ્રૂકુટિ વક્ર થાય એથી અમે બ્હીતા નથી. કેમકે એથી અમે આપનો મનોભાવ સમજી શકીએ છીએ. પરંતુ આપનું હાસ્ય જોતાં અમને બહુ ડર લાગે છે; કેમકે તેથી આપનો મનોભાવ સમજાતો નથી. તો આપ સ્પષ્ટ કહી દો કે હું જસવંતસિંહ ઉપરના વૈરનો બદલો લેવા ચાહું છું. અને જે રીતે એનો તથા એના પુત્ર પૃથ્વીસિંહનો જીવ લીધો છે, તેમ એની રાણી અને નાના પુત્રનો પણ વધ કરવાનો છું. ચોખ્ખે ચોખ્ખું કહી દો કે જશવંતસિંહના વંશમાં હું કોઈને પણ જીવતું રહેવા દેનાર નથી. બસ, આ કહી દો. એટલે અમે સમજી જઈશું સમ્રાટ્‌! તેથીજ કહું છું કે આપ અનુગ્રહ ન કરો એટલીજ મારી યાચના છે. આપની શત્રુતા કરતાં આપની મિત્રતા વધારે ભયંકર છે."

દુર્ગાદાસ—"બન્ધુ! તમે શું મારી પ્રાર્થના નિષ્ફળ કરાવવાને આવ્યા છો? જાઓ મકાને પાછા પધારો."

સમરસિંહ—"જાઉં છું. દુર્ગાદાસ, જાઉં છું. પણ માત્ર એક વાત કહું છું. જહાંપનાહના વડવા અકબરના કરતાં જહાંપનાહ ઔરંગઝેબ ઉપર એક વાતમાં મને વધારે વિશ્વાસ છે. કેમકે આ જહાંપનાહનું રૂપ અકબરના જેવું બનાવટી નથી. આ જનાબ અસલ મુસલમાન છે. આ જનાબ પક્કા મુસલમાન છે. આ જનાબ વિવાહને બહાને હિંદુઓનું હિંદુત્વ નષ્ટ કરતા નથી; એ તો માત્ર ચમકતી તલવારને જોરે જ ઈસ્લામ ધર્મનો ફેલાવો કરવા ચાહે છે. તો

ભલે કરે. એથી આપણે ડરતા નથી. હા, તોપણ એમનો અનુગ્રહ ન જોઈએ. જે અનુગ્રહ કર્યો છે તે બસ છે. હવે વધારે અનુગ્રહ લેશ પણ જોઈતો નથી. બસ દુહાઈ." (જાય છે.)

(તહવ્વરખાં એને અટકાવવા સારૂ પાછળ જવા ચાહે છે; પણ ઔરંગઝેબ ઈસારાથી તેને તેમ કરતો અટકાવે છે.)

ઔરંગઝેબ—"દુર્ગાદાસ, તમારી ખાતર હું તમારા ગરમ મિજાજના ભાઈને માફી બક્ષું છું. તોપણ તમારા ભાઈએ એક વાત ખરેખરી કહી છે. અને તે એ કે હું બનાવટી ધૂર્ત નથી. હું પક્કો મુસલમાન છું. એ પાક ઈસ્લામ ધર્મ હિંદમાં ફેલાવવા માટેજ મેં રાજ્યભાર ગ્રહણ કર્યો છે. રાજ્યભાર ગ્રહણ કર્યા પહેલાં એટલા વાસ્તે જ હું ફકીરી ધારણ કરીને રહ્યો હતો."

દુર્ગાદાસ—"જનાબ, હું પણ એમ જ માનું છું. અને તે પછી પણ આપે કદી કદી શઠતા કરી હોય તો શઠો તરફ કરેલી છે અને એમાં કાંઈ બહુ ખરાબ પણ ન કહેવાય. જો કે એ ઉદારતા તો ન જ કહેવાય પરંતુ અનુચિત પણ ન કહેવાય."

ઔરંગઝેબ—"એ વાત તમે સ્વીકારો છો?"

દુર્ગાદાસ—"હા, સ્વીકારું છું. પરંતુ જહાંપનાહ! મારી વિનતિ એ છે કે મહારાજા જશવતસિંહે જો ભૂલે ચૂકયે કદિ આપને ન ગમે એવું આચરણ કર્યું હોય તો તેનો બદલો એની વિધવા સ્ત્રી અને અજ્ઞાન બાળક ઉપર વાળવો ન જોઈએ. એમનો એમાં કશો અપરાધ નથી."

ઔરંગઝેબ—"દુર્ગાદાસ, હું એમને હેરાન કરવા ચહાતો નથી, પણ ઉલટું ઈનામ આપવા ચાહું છું."

દુર્ગાદાસ—"આપની એવી શુભેચ્છાને જ મહારાણી ઈનામ માને છે. તો હવે એમને રાજધાની ભણી જવાની અનુમતિ ફરમાવો."

ઔરંગઝેબ—(શ્યામસિંહને) "મહારાજ ! આપ હમણાં મારા એકાંતના ઓરડામાં જાઓ. હમણાં હું ત્યાં આવું છું. (શ્યામસિંહ ગયા પછી) દુર્ગાદાસ, જોઉં છું તો જણાય છે કે તમે એકલા સ્વામીભક્ત નોકર છો. એટલું જ નથી, પણ તમે તો રાજનીતિમાંએ પ્રવીણ છો. એટલે તમારી સાથે ચાલાકી બતાવવી નિષ્ફળ છે. તો ખરેખરી વાત કહું તે સાંભળો. હું જશવંતસિંહની રાણી તથા પુત્રને ચાહું છું.

દુર્ગાદાસ—"જહાંપનાહ ! એ વાત તો હું પહેલેથી જ સમજી ગયોછું. પણ શા વાસ્તે ચાહો છો ? એ હું સમજી શકતો નથી. કેમકે મહારાણી જાતે સ્ત્રી છે; અને જશવંતસિંહજીનો કુમાર તો દૂધ પીનારૂં નાનું બાળક છે. એથી આપની શી મતલબ સરવાની છે ?"

ઔરંગઝેબ—"દુર્ગાદાસ ! હિંદનો સમ્રાટ્ પોતાના પ્રત્યેક કામનાં કારણો પ્રત્યેક રૈયતની પાસે કહેવાને તૈયાર નથી."

દુર્ગાદાસ—(થોડીવાર વિચારગ્રસ્ત રહ્યા પછી) "જહાંપનાહ! તો શું મારી યાચના નિષ્ફળ નીવડશે ?"

ઔરંગઝેબ—"હા, કેવળ નિષ્ફળ."

દુર્ગાદાસ—"તો હવે એ વિષે મ્હારે કાંઈ કહેવુંજ નહિ એમ ?"

ઔરંગઝેબ—"જશવંતસિંહની રાણી અને કુમાર મ્હારે હવાલે સોંપવા તમે શું તૈયાર નથી ?"

દુર્ગાદાસ—"આ શરીરમાં પ્રાણ રહેશે ત્યાં લગી તો તૈયાર નથી."

ઔરંગઝેબ—"દુર્ગાદાસ! સાંભળો. જો જસવંતસિંહની રાણી અને કુમાર તમે મારે હવાલે કરશો; તો તમને હું મ્હોટી બક્ષીસ આપીશ."

દુર્ગાદાસ—(મંદ સ્મિત કરીને) સમ્રાટ્! હું એવા પ્રકારનો માણસ નથી. આ દુર્ગાદાસનું જીવન તો માત્ર કર્તવ્યને જ ઓળખે

છે. કોઈની મગદૂર નથી કે દુર્ગાદાસ જીવે છે, ત્યાં લગી તેના પ્રભુ જશવંતસિંહના પરિવાર ઉપર કોઈ હાથ નાખી શકે? તો હવે હું જાઉંછું જહાંપનાહ! સલામ."

ઔરંગઝેબ—" બસ, ઉભા રહો. દુર્ગાદાસ જીવે છે ત્યાં લગી ભલેને કોઇની મગદૂર ન હોય; પણ મુઆ પછી તો મગદૂર છે ના? તહબ્બરખાં, એને કેદી કરો."

( તહબ્બરખાં જરા આગળ વધે છે ત્યાં તો દુર્ગાદાસ એકદમ પોતાની કેડમાંથી તરવાર તાણીને )

દુર્ગાદાસ—" ખબરદાર! હું એ વાસ્તે પણ તૈયાર થઈને જ આવ્યો છું." (પોતાની કેડમાં રાખેલી તુરાઈ કાઢીને વગાડે છે કે એકદમ પાંચ છ સશસ્ત્ર સૈનિકો દરબારમાં પ્રવેશ કરે છે.)

" સમ્રાટ્! આ પાંચ સૈનિકોને જોયા? તુરાઈને બીજા અવાજે આવા પાંચસોને જોશો. જરા સમજીને કામ કરજો."

ઔરંગઝેબ—" ઠીક જાઓ."

( સૈનિકો સાથે દુર્ગાદાસ દરબારમાંથી જાય છે.)

ઔરંગઝેબ—( કેટલીકવાર સ્તબ્ધપણે બેસી રહ્યા પછી સ્વગત ) " દુર્ગાદાસ, હું માનતો હતો કે તું વફાદાર, ચાલાક, અને હિંમતવાન વીર છે. તો પણ તારામાં આટલી બધી ઉદ્ધતાઈ હશે એ હું ધારતો નહોતો."

( પ્રકાશમાં ) " તહબ્બરખાં?"

તહબ્બરખાં—( સલામ ભરીને ) " ખુદાવિંદ!"

ઔરંગઝેબ—" જાઓ મ્હારો હુકમ દિલેરખાંને સંભળાવો કે હમણાંને હમણાંજ લશ્કર સાથે જઈ જશવંતસિંહના ઉતારાને ઘેરી લ્યો."

અનુવાદક–જગજીવન કાળીદાસ પાઠક.

# (૬) ધર્મ-તત્વ સંવાદ.

સ્થળ—વ્યાસ ભગવાન પાસેના આશ્રમ પાસેનું ઉદ્યાન.

સમય—પ્રભાત.

પાત્રો-વ્યાસ અને ભીષ્મપિતામહ.

ભીષ્મ—ધર્મનું પરમ તત્ત્વ શું છે ગુરુદેવ ?

વ્યાસ—એ તત્ત્વ ગુહામાં ઢંકાએલું છે વત્સ!

ભીષ્મ—કઈ ગુહામાં ?

વ્યાસ—આપણી હૃદય-ગુહામાં.

ભીષ્મ—તો એ તત્ત્વ શી રીતે પ્રાપ્ત થાય ગુરુવર ?

વ્યાસ—આપણા હૃદયમંદિરમાં જે મધુર ગંભીર સંગીત ચાલે છે, તે એકાગ્રચિત્તે સાંભળ દેવવ્રત ?

ભીષ્મ—એ સાંભળી શકતો નથી પ્રભુ.

વ્યાસ—સંભળાશે દેવવ્રત ! આજે હું તને દિવ્યજ્ઞાન આપું છું. (દેવવ્રતને શિરે અને નયનોએ સ્પર્શ કરીને) કેમ, હવે હૃદય વીણાનો મધુર ઝંકાર સંભળાય છે ?

ભીષ્મ—જાણે દૂર સમુદ્ર ગર્જન થતું હોય તેવો નાદ સંભળાય છે પ્રભુ !

વ્યાસ—એનો મર્મ સમજાય છે ?

ભીષ્મ—કશું સમજતો નથી ગુરુદેવ ?

વ્યાસ—ધ્યાન દઈને ફરી સાંભળ.

ભીષ્મ—સાંભળું છું પ્રભુ.

વ્યાસ—દેવવ્રત ! એ મહા સંગીત સાંભળ.

ગીતિ.

"સકળ ધર્મનું મૂળ ખરેખર ત્યાગ અને પરહિત છે"

ભીષ્મ—શેનો ત્યાગ ઋષિવર?

વ્યાસ—દેવોનાં ચરણોમાં હસતે મુખે આપણું સુખનું બલિદાન તેનું નામ ત્યાગ દેવવ્રત! એજ સનાતન પરમધર્મ; બીજા તમામ ધર્મો તો તેનાં સંતાન છે વત્સ!

ભીષ્મ—શું પોતાના સુખનું દેવપદે બલિદાન આપવું?

વ્યાસ—હા. પોતાના સુખનું દેવપદે બલિદાન આપવું; અને તેજ મહાધર્મ.

ભીષ્મ—એ દેવો તે કોણ ગુરુવર?

વ્યાસ—માનવો.

ભીષ્મ—સમજ્યો ગુરુવર, પણ શા માટે નિજ સુખનું બલિદાન આપવું?

વ્યાસ—પરમ સુખની પ્રાપ્તિ થાય માટે વત્સ!

ભીષ્મ—એ પરમસુખ કેવું હશે પ્રભુ?

વ્યાસ—અવર્ણનીય વત્સ, એ મહાસુખમાં જ વિવેકનો જય ધ્વનિ, મનુષ્યોના આશીર્વાદ અને આત્માના સંતોષ છે, એ પરમ સુખનો શો પ્રભાવ? સૂર્યના ઉદય સમયે ચંદ્ર જેમ ફીકો પડે છે; તેમ એ મહાસુખ પાસે સ્વાર્થની સિદ્ધિનું સુખ ફીકું લાગે છે. સ્વાર્થના બલિદાનમાં જ મનુષ્યોનો વિજય અને સભ્યતાનો સાર સમાએલો છે. એ મહાન ઉદ્દેશે પોતાને યથા પ્રાપ્ત કર્ત્તવ્યનું પાલન કરી મહાસુખ મેળવ વત્સ!

ભીષ્મ—(પ્રસન્ન વદને) સમજ્યો પ્રભુ.

વ્યાસ—મન સ્થિર કરી એ મહામંત્રનો જપ કર દેવવ્રત! જો સાંભળ.

વસંતતિલકા.

એ ગાન ગાય ગગને વહી માતરિશ્વા,[1]
એ ગાન ગાય જલધિ[2] વળી સો સારતા;
એ ગાનમાં લય થતા સહુ વિશ્વ તારો,
એ સામ ગાનથી તર્યા ઋષિઓ હજારો.
વીણા તણા સુરથી એ શુચિ ગાન જામે,
અદ્રિ[3]તણાં શિખરમાં જઈ તે વિરામે.

ભીષ્મ—જેવી આજ્ઞા ગુરુવર!

વ્યાસ—સંધ્યાનો સમય થયો છે; તો આશ્રમની અંદર ચાલ વત્સ.

(બંને જાય છે.)

અનુવાદકઃ—જગજીવન કાલિદાસ પાઠક.

# (૭) ટાઢા પહોરનાં ગપ્પાં-શાપોદ્ધાર.

સુબંધુ—(સ્વગત)—આ વિદ્યાર્થીઓ મારી પુંઠે પાકા લાગ્યા છે. ચપળ, હેતાળ આનંદી, પરંતુ રીતભાતમાં જરા જડ છે. ગઈ કાલની મારી વાતમાં કદાચ એમને રસ પડયો હશે.

અમથાલાલ—સુબંધુજી! આજ કંઈ સ્વારી અહિં ખુણે ભરાઈ બેઠી છે! તેમને શોધતાં શોધતાં તો અમારો આટો નિકળી ગયો.

મૂળુભા—છેવટે અમને એમ થયું કે સ્વારી બાગમાં પધારી જ નહિ હોય.

---

૧ માતરિશ્વા-પવન. ૨ જલધિ-સાગર. ૩ અદ્રિ-પર્વત.

સુબંધુ—તમને પડેલા શ્રમ માટે હું દિલગીર છું. હું એકાંત-પ્રિય છું, એ તમે જો કદાચ આજ સુધી જાણ્યું ન હોય તો આ ક્ષણથી જાણવાની તસ્દી લેશો.

કેશવરામ—કાલ આપણે બેઠા હતા ત્યાં એકાંત જ હતું.

સુબંધુ—હતું પણ જોઈએ તેવું નહિ. ઉપરાંત આ બાગ સંબંધી એવો એક ગંભીર કરુણ વ્યતિકર બન્યો છે કે જેણે મને આ ખુણો શોધવાની જરૂર પાડી છે.

માણેકચંદ—એવો તે શો વ્યતિકર બન્યો છે?

સુબંધુ—શરૂઆતમાં તે જ સ્થળે હું બેઠો હતો, પરંતુ બાગના મુખ્ય માળીએ થોડી વારમાં જ આવીને મને કહ્યું કે–તમે ગઈ કાલે અમને ઘણું નુકસાન કર્યું છે. મોટા મોટા બરાડા પાડી વાત કરતા હતા તેથી ગુલાબની અનેક કળીઓ ખરી પડી.

મૂળુભા—આપણે બરાડા પાડીએ તેથી વળી ગુલાબની કળીઓ શી રીતે ખરી પડતી હશે?

સુબંધુ—એ બાબત મને પણ શંકા થઈ હતી, અને મ્હેં માળીને પૂછ્યું પણ ખરૂં. માળીના કહેવાનો સાર એવો હતો કે કઠોર વાણીનો તાપ ગુલાબની કુમળી કળીઓ સહન કરી શકતી નથી. વળી એણે એમ પણ જણાવ્યું કે અમારા બાગ ખાતાના અમલદાર સાહેબ નવા નિમાયા છે તે બહુ સખત છે. અને શાંતિને ચાહનારા હોવાથી ઘોંઘાટને બિલકુલ પસંદ કરતા નથી.

દોલતસિંહ—પણ આપણે તો એકે ગુલાબકલી ખરી જતી જોઈ જ નહિ!

સુબંધુ—દોલતસિંહ! તમે હજી કાચા છો. મારો તો પાકો નિશ્ચય છે કે જે માણસ જે કળામાં કોવિદ હોય તેના પર તે કળાનાં

સર્વ અંગઉપાંગોમાં પૂર્ણ વિશ્વાસ રાખવો. બાગની બાબતમાં તમે માળીનું માન રાખશો નહિ તો તમારાં પોતાનાં છોકરાં તમારૂં શેમાં માન રાખશે ? વળી આપણે કોઇએ ગુલાબકળી ખરી જતી જોઈ નહિ, એ તમારી દલીલ પણ ગાબડાવાળી છે.

મૂળુભા—શી રીતે ગાબડાવાળી છે ? નહિ, દોલો કહે છે તે સંગીન છે.

અમથાલાલ—અરે, દોલાની દલીલ સાક્ષાત વજ્રધરના વજ્રની ભીંત જેવી અભેદ્ય છે. સોય પણ એ ભીંતમાં ખુંચી શકે એમ નથી.

સુબંધુ—બંધુઓ ! આમ આકળા ન થાઓ. કલાકોવિદોના મર્મ પકડવામાં કોઈ વાર ભગીરથ પ્રયત્નની અપેક્ષા હોય છે. માળીએ કહ્યું કે ગુલાબની કળીઓ ખરી પડે છે અને આપણે કોઈ એ કળીઓ ખરતી જોઈ નથી તો પછી એમાંથી એ મર્મ નિકળ્યો કે ખરી પડવાની ક્રિયા એકદમ સિદ્ધ થતી નથી. ખરવાનો આરંભ થાય પણ તે આપણી દૃષ્ટિને અદૃશ્ય હોય. ખરવાનો સળવળાટ સાંજે શરૂ થાય અને મધ્યરાતે એ ક્રિયા સિદ્ધ થઈ રહે તે વખતે આપણે તો પથારીમાં નિરાંતે ઘોરતા હોઈએ !

આણેકચંદ—ક્રિયાવિજ્ઞાનની આ ઝીણવટથી કંઇક ખુલાસો થાય છે ખરો.

સુબંધુ—બંધુઓ ! વિચાર કરવામાં જાડાશને જરા વેગળી કરી ઝીણવટના ગ્રાહક થતાં શિખો.

કેશવરામ—એ કારણથી આ ખુણો શોધવો પડયો હશે ?

સુબંધુ—હા; અહિં વીશેષ એકાંત છે. અને વળી ફુલકળીઓ નથી.

દોલતસિંહ—તો પછી ચાલવા દો આપણી જીભનો વ્યાપાર. મારા મનમાં આજકાલ ઘોળાયો કરતો સવાલ લો, હું જ કહી નાંખું,

બીજા દેશોના પ્રમાણમાં આપણો પ્રિય દેશ આટલો બધો પછાત કેમ છે?

અમથાલાલ—દોલા! બળદિયો થયો છતાં તને બોલતાં આવડ્યું નહિ! પછાત કહેતાં તારી ભૂંડી જીભલડી કપાઈ ગઈ નહિ. આપણો દેશ પાછળ પડવામાં કેમ સહુથી આગળ છે, એમ પૂછતાં તારી અક્કલ કેમ બહેર મારી ગઈ?

કેશવરામ—અમથાભાઈ આજ ઠીક રંગમાં છે! અનિર્વચનીય તત્ત્વનું બિંદુ લઈને આવ્યા જણાય છે.

અમથાલાલ—(કેશવરામને થપ્પડ મારી) લેતો જા, બચ્ચાજી! ભૂલુભાને કહેવાનું મને કહે છે?

સુબંધુ—આજ તમે અંતરંગ વિગ્રહ કરશો તો મને આશંકા રહે છે કે કોઈ પણ પ્રશંસનીય પુરુષાર્થ માટે તમારા કલેવરનું કે અંતઃકરણનું સામર્થ્ય સિલક રહેશે નહિ.

આણંદચંદ—લો, હું સમાધાનની વાત કરું છું. સુબંધુજી! આજે અમે આપની સાથે આપણા દેશની અધોગતિ સમ્બન્ધી ચર્ચા કરવા માગીએ છીએ.

અમથાલાલ—દુર્ગંધિ અધોગતિના હિમાયતી તમે ભલે થાઓ: હું સુગંધિ ઊર્ધ્વગતિનોજ ગ્રાહક છું.

સુબંધુ—ઊર્ધ્વગતિ સીદ્ધ કરવા માટે અધોગતિ ટાળવાની જરૂર છે અને અધોગતિની યથાર્થ ચિકિત્સા કર્યા વિના તે ટાળી શકાશે નહિ. આપણા દેશની અધોગતિની જડ હું તો એ સમજું છું કે તેને અનેક પ્રકારના શાપ લાગેલા છે અને તેનો ઉદ્ધાર જ્યાં સુધી થશે નહિ ત્યાં સુધી આપણો સમાજ સડતો અને ગંધાતો જ રહેશે.

ભૂલુભા—શાપની વાત તદ્દન ગળત છે: આપણા દેશને કદાપિ શાપ લાગે જ નહિ.

અમથાલાલ—**शतं जीव** મૂળુભા! તારી માએ તને જ જણ્યો છે. હું છાતી ઠોકીને કહું છું કે આપણા પવિત્ર દેશને કદાપિ કોઈનો મલિન શાપ લાગે જ નહિ. આજે પણ આપણા દેશમાં એવા બહાદૂર બાણાવલિ સુરતી લાલાઓ પડયા છે કે જેઓ પતંગ ચગાવી ભલભલા વાયુયાનીને પણ લપટાવી પોતાના ચરણકમલનું શરણ લેવાની જરુર પાડે છે.

સુબંધુ—એ અશ્વધારીઓને મારા શતાવધિ નમસ્કાર હો! પરન્તુ પ્રિય બંધુ અમથાલાલ! મારે તમને કહેવું જોઈએ કે તમારી મોટી ભૂલ થાય છે. આપણા દેશને શાપ કેમ ન લાગે? સાક્ષાત્ વેદમાતા ગાયત્રીને શાપ લાગેલો છે. અરે એક શાપ નહિ, પણ બ્રહ્માનો, વસિષ્ઠનો અને વીશ્વામિત્રનો એમ ત્રણ શાપ લાગેલા છે. એ શાપનું ઉન્મોચન જ્યાં સુધી કરવામાં આવતું નથી ત્યાં સુધી ગાયત્રીનું અનુષ્ઠાન સફળ થતું નથી.

માણેકચંદ—શી બ્રાહ્મણોની ઘટના! ગાયત્રીને પણ શાપિત ઠેરવી!

કેશવરામ—તો તો પછી આપણા દેશને શાપ લાગે એમાં શી નવાઈ? ગાયત્રીને ત્રણ પ્રસાદી મળી ત્યારે આપણા દેશને તો તેથી પણ અધિક મળી હશે.

સુબંધુ—તમારો તર્ક વાસ્તવિક છે. અનેક વ્યકિતઓના અંતઃકરણના અતિ ઉંડા પ્રદેશના શાપ વિના આપણો આવો દયાજનક વિનિપાત થાય જ નહિ. તો ત્યારે હું **श्रीगणेशायनमः** કરું છું, પછી તમારી તીવ્ર બુદ્ધિ પણ એ દિશામાં ચાલશે. પહેલો શાપ માતૃકુક્ષિનો, બીજો શાપ માતૃભૂમિનો અને ત્રીજો શાપ માતૃભાષાનો એમ ત્રણ શાપ મેં ગણાવ્યા.

મૂળુભા—માતા કદાપિ શાપ દે જ નહિ.

સુબંધુ—પરશુરામ જેવા પુત્ર જો માતૃહત્યા કરી શકે તો પછી માતા શાપ પણ કેમ દઈ શકે નહિ? એ સર્વ શાપ સબળ કારણથી આપણા દેશને લાગેલા છે તે હું તમને સિદ્ધ કરી આપીશ. પહેલો શાપ માતૃકુક્ષિનો એટલે જન્મ આપનાર માતાની કુખનો છે. માતાઓ કહે છે—અમારી પ્રજા અમારા પેટમાં પણ સખણી રહેતી નથી. દશ મહિના અમારા કેવા જાય છે તે અમારો જીવ જાણે છે. સળવળાટ સિવાય બીજી વાત જ નહિ? કોણ જાણે કેવા આસૂરી સંસ્કારના જીવ અમારામાં પ્રવેશ કરે છે કે અમારી ઇચ્છા ન છતાં આ કરીએ, તે કરીએ, આ ખાઈએ, તે ખાઈએ, એમ અમને અહર્નિશ થયાં કરે છે. એમ હિંમતથી કહી શકીએ છીએ કે એ અસુરી જીવોને વિધાતાએ જો અમારા પેટમાં દાંત આપ્યા હોત તો અમારાં આંતરડાં કાતરી કાઢયા વિના રહેત નહિ. જન્મ્યા પછી પણ એ જીવો અમારા દુઃખમાં જ વધારો કરનાર થઈ પડે છે. સભ્યતાથી ધાવતાં પણ એમને આવડતું નથી; હસવામાં રડવામાં જયાં જોઈએ ત્યાં ગ્રામ્યતા અને ગ્રામ્યતા; ભણવા બેસાડિયે તો ચિત્ત ઠેકાણે નહિ, એકડાને બદલે બગડો કાઢે અને બગડાને બદલે કાઢે એકડો!

કેશવરામ—આવી સ્થિતિમાં બિચારી હિંદની માતાઓ પોતાનું ધૈર્ય ખોઈ બેસે અને પોતાનાં છોકરાંને શાપ દે એ સ્વાભાવિક છે.

સુબંધુ—બીજો શાપ માતૃભૂમિનો છે. આપણા યુવકો માતૃભૂમિનું ગૌરવ યથાર્થ સમજ્યા વિના માતૃભૂમિની યાત્રા અને પ્રદક્ષિણા કર્યા વિના બીજા દેશોનાં દશ્યનાં વર્ણનથી મુગ્ધ બને છે, પરદેશ જાય છે, પરદેશના રંગથી રંગાય છે. અને માતૃભમિની અવજ્ઞા કરે છે. એથી માતૃભૂમિની કકળતી આંતરડી તેની પ્રજાને સુખે રહેવા દેતી નથી.

દોલતસિંહ—એ વાતને મારી તરફનો પૂરો ટેકો છે. એક જ આબાદ ઉદાહરણ હું આપીશ. અમારા પાડોશી પોપટલાલ ખેતીના ઉંચા અભ્યાસ માટે અમેરિકા ગયેલા તેઓ પાછી વિટંબણામાં આવી પડયા હતા. પોતે વિદ્વાન્ અને સારા વકતા એટલે અમેરિકામાં એમણે જે ભાષણ કરેલું તે સાંભળવા પુરુષો અને સ્ત્રીની ભારે ઠઠ થયલી. ભાષણ એવું ઉત્તમ રીતે ચાલતું હતું કે તે દરમ્યાન શ્રોતાઓએ નિશ્ચય કર્યો કે વકતાની ઘોડાગાડી પોતે ખેંચી જઈ તેમને અપૂર્વ માન આપવું. પરંતુ ભાષણ થઈ રહ્યા પછી મોંઢાના સવાલનો વખત આવતાં જ્યારે એક વાર્તાએ વકતાને તાજમહેલની સૂક્ષ્મ કળા સંબંધી, બીજાએ રામેશ્વરના શિવલિંગ સંબંધી, ત્રીજાએ ૧૮૫૭ના સિપાઈના બળવા પ્રસંગે પવન વેગે ઉડી જતી વાત સંબંધી, ચોથાએ દિલ્હીના ચાંદની ચોક સંબંધી, અને પાંચમાએ હિંદમાં આવેલાં સૂર્યના દેવાલય સંબંધી પ્રશ્ન કર્યો ત્યારે ભાઈસાહેબનુ જ્ઞાન એ દરેક બાબતમાં આમળા જેવું મીઠું જાહેર થયું અને સભામાં ઉલટી ફિટકારની લાગણી ઉત્પન્ન થઈ.

અમથાલાલ—દોલતસિંહ કહે છે એ પ્રસંગ તદ્દન સાચો છે. મારા એક ઓળખીતા પણ એ અમેરિકાની સભામાં હાજર હતા. તેમણે મને એ પ્રસંગની વાત કરતાં કહ્યું હતું કે સભામાં ફિટકારની લાગણી એટલી તીવ્રતાએ પહોંચી કે ગાડી ખેંચી જવાની વાત તો બાજુએ રહી; ઉલટી એક શ્રોતાની દરખાસ્ત ઉપરથી સભાએ સર્વાનુમતે એવો ઠરાવ કર્યો કે સંમુખસંનિવિષ્ટકુક્કુરયુગલવિશિષ્ટ, અર્થાત્ જેમાં સામસામાં બે કુતરા બેસાડયા હોય એવી, બાબાગાડી આજના વિદ્વાન્ વકતાએ પોતે ખેંચી જઈ બાગમાં એક કલાક ફેરવવાની તસ્દી લેવી. સભા એટલા જુસ્સામાં આવી ગઈ હતી કે ભાઈસાહેબને તેમ કરવું પણ પડયું.

કેશવરામ—પરમ આશ્ચર્ય !

માણેકચંદ--હવે તો મારી બુદ્ધિ પણ ચાલવા લાગી છે: માતૃભાષાના શાપ સંબંધી હું બોલવા માગું છું. આપણી માતૃભાષા કહે છે-મારૂં ગૌરવ મારી પ્રજા જ પિછાનતી નથી. મારી સમૃદ્ધિનો તેને ખ્યાલ નથી. તેના અનાદર અને તિરસ્કારથી હું બળતી ને બળતી રહું છું. માટે એવી દુર્દશા મારી પ્રજાને જ હાથે જ્યાં સુધી થતી રહેશે ત્યાં સુધી તેના કલ્યાણમાં હું પોતે હજાર વાર આડી આવીશ.

મૂળુભા--માણેક કહે છે તે કંઈ ખોટું નથી. જુઓને સાળાં પાંચ વાકયો પણ આપણા હાલના જુવાનિયા શુદ્ધ ગુજરાતીમાં બોલી શકતા નથી. દાખલા તરીકે Furniture ની એક Shop newly જ open થઇ છે, થોડા time માં ઘણી જ popular થઇ પડી છે...એ book ઘણી જ interesting છે. Library માંથી મહા-મહેનતે હું issue કરી શકયો છું Morning માં begin કરી. પછી dinner રહ્યું એને ઠેકાણે, અને evening સુધીમાં તો finished ! મારી બધાને ખાસ recommendation છે કે એ book તો by all means વાંચવી જ.

સુબંધુ--બંધુઓ ! તમે મારો આશય ઉત્તમ રીતે સ્ફૂટ કર્યો છે. હવે ચોથો શાપ છે તે પિતાનો છે. પિતાઓ કહે છે કે-અમારા પુત્રોની નાલાયકીની વાત તે અમે શી કરીએ? આજની પ્રજાને પો-તાના જન્મદાતા અને જ્ઞાનદાતા પિતા પ્રતિ જ એવી કોઇ અનિર્વ-ચનીય લાગણી છે કે પોતાના નામ પછી પોતાના પિતાનું પૂરૂં નામ લખતાં પણ તેમને શરમ લાગે છે. છબીલદાસ પ. મોદી ત્યાં બિચારા પરમાનંદદાસના હાથ ટાંટિયા બધું કાપી નાંખવામાં આવે છે અને એકલું માથું રાખવામાં આવે છે. મહાશંકર કે. દ્વિ-

વેદી એમાં પૂજ્ય મહાશંકરભાઈને પોતાના સગા પિતા કરુણાશંકરના છ અક્ષરમાંથી પાંચ અક્ષર ખપ્યા નહિ, અર્થાત્ ⅚ ભાગની કતલ! તારાચંદ દ. કાપડિયા! એમાં નામીચા કાપડિયા તારાચંદજીએ પોતાના પિતા ફકીરચંદનાં ચાર અંગ ચીરી નાંખ્યાં! વળી દામોદરદાસ જી. સરૈયા એમાં તો ચુસ્ત સનાતન ધર્મી ગોકળદાસનાં ગાત્રો વાઢી નાંખવામાં આવ્યાં છે એટલું જ નહિ પણ બાકી રહેલા માથા પર વિલાયતી પાઘડી પહેરાવવામાં આવી છે! આ કારણથી ક્રોધાવિષ્ટ થયલો પિતૃવર્ગ કહે છે-જ્યાં સુધી અભ્યંતરના અને કૃતજ્ઞતાના મૂલગામી નિયમો અમારી તરફ પાળશે નહિ ત્યાં સુધી ઉન્નતિને માટે એમણે મોં વકાસીને જ બેસી જવું પડશે.

અમથાલાલ—તમારી સહુની અક્કલ આટલી બધી દોડે અને અનાથ અમથો મૂગો બેસી રહે એ તો એનું ન ટળી શકે એવું લાંછન, ન માર્જન થઈ શકે એવો મેલ કહેવાય. લો, હું પણ પાંચમો શાપ ગણાવું છું. એ શાપ પિતૃસ્વસાનો, અર્થાત્ જનકની ભગિનીનો એટલે ફોઈ નો છે. મારા મુરબ્બીઓ અને બંધુઓ! જીવતા જાનવરોની સૃષ્ટિમાં ફોઈ જેવું દુઃખી પ્રાણી કોઈક જ હશે. બીજાં પ્રાણીઓનાં દુઃખ તરફ વધતી ઓછી દિલસોજી દર્શાવવામાં આવે છે, અને તેનો થોડો વહેલો આરો આવે છે, પરંતુ નમ્ર ભાવે છતાં ભાર સહિત એ જણાવવાની હું મારી પવિત્ર ફરજ સમજું છું કે ફોઈઓનાં દુઃખ તરફ આજ સુધી કોઈનું લક્ષ જ ગયું નથી, એ અવર્ણનીય અફસોસની વાત છે. લક્ષ જ ગયું નથી તો પછી એ દુઃખ ટાળશે કોણ? કેવી રીતે? અને ક્યારે એ મુંઝવણજનક પ્રશ્નત્રયીનો સહજ અવકાશ મળે છે?

માણેકચંદ—ફોઈનું દુઃખ તો આજે જ સાંભળ્યું?

**અમથાલાલ**—એ જ સિદ્ધ કરી આપે છે કે ફોઈ તરફ કોઈની લેશમાત્ર અનુકંપા નથી, અરે કાળજીની છાયાની છબિનો છાંયડો નથી. તમે એ દુઃખ જ્યારે સાંભળશો ત્યારે તમને પણ આશ્ચર્ય થશે કે એ ટાળવા તરફ આજ સુધી કોઈ પણ માના જણ્યાએ કેમ પ્રવૃત્તિ કરી નહિ. ફોઈ ઓ કહે છે–અમારા ભત્રીજાની ભુંડાશની સીમા નથી, દુનિયામાં કૃતઘ્નીઓ ઘણા થઈ ગયા છે, પરંતુ અમારા ભત્રીજા આગળ તેઓ પાણી ભરે છે.

**કેશવરામ**—ત્યારે ભત્રીજાઓની ભુંડાશની પ્રસાદી તમારા ઉત્સુક શ્રોતાવર્ગમાં જરા વહેંચો.

**અમથાલાલ**—બ્રાહ્મણભાઈ એટલે પરસાદની વાત તો ખરી જ. કેશવ! તારા જેવા પરસાદિયા ભગતોએ દેશને સાતમા પાતાળ સુધી ઉંડો ઉતારી દીધો છે. લો, સાવધાન! ફોઈનું દુઃખ **શ્રૂયતામ્.** ફોઈ ઓ કહે છે–અમે અમારા ભત્રીજાઓનાં સુંદર માંગલિક મોંઘાં નામ પાડીએ છીએ, પરંતુ એ કૃતઘ્ની પ્રાણીઓ તેના ઉપર પાણી ફેરવી મૂકે છે. સારા નામ પાડવામાં અમને જે મહેનત પડે છે તેની એમને થોડો જ ખ્યાલ છે. ઘણી વાર અમારા મગજરૂપ સાગરના અગાધ ઉંડાણમાંથી અમે એ નામમૌક્તિકો તારવી કાઢીએ છીએ. કેટલીક વાર અમે અમારાં સ્નેહી સંબંધીઓને પછી રમણીય નામની બક્ષીસ અમારા ભત્રીજાઓને દઈએ છીએ, અને કેટલી વાર તો શબ્દકોશ જેવાં મોઘાં સાધનનો ઉપયોગ કરી વિરલ દૈવી નામો અમે શોધી કાઢીએ છીએ. આ અમારી મહેનત અને કાળજી અમારા ભત્રીજાઓના લેખામાં જ નથી! અમે ભત્રીજાનું 'અમૃતલાલ' એવું માંગલિક નામ પાડીએ છીએ તો એ ભાઈ આગળ જતાં લેખક તરીકે પોતાનું નામ 'વછનાગ' એવું રાખે છે, અને આખી દુનિયા

એ નામથી જ એને ઓળખવા લાગે છે! બીજા ભત્રીજાનું 'અરવિંદ' એવું સુંદર નામ અમે પાડીએ છીએ તેથી નારાજ થઈ એ ભત્રીજો 'પશ્ચિમવાયુ' એ નામ ધારણ કરે છે! ત્રીજા ભત્રીજાનું 'ચંદ્રમૌલિ' એ દિવ્ય નામ અમે પાડીએ છીએ, પરંતુ તે નામને તરછોડી એ ભાઈ પોતાનું નામ 'ઝીંઝુડાકર' એવું જાહેર કરે છે! ચોથા ભત્રીજાનું નામ સાક્ષાત્ 'પદ્મનાભ' એવું અમે રાખીએ છીએ ત્યારે એ ભાઈ 'રાત્રિવિહારી' ના ઇલકાબથી પ્રસિદ્ધ થવું પસંદ કરે છે! કોઈ એ કહે છે–વધારે દાખલા આપવાની જરૂર નથી. કયાં અમૃતલાલ અને કયાં વછનાગ? કયાં અરવિંદ અને કયાં પશ્ચિમવાયુ? કયાં ચંદ્રમૌલિ અને કયાં ઝીંઝુડાકર? કયાં પદ્મનાભ અને કયાં રાત્રિવિહારી? અમારા ભત્રીજાઓની આ ભુંડાશ આજકાલ અસહ્ય રૂપ ધારણ કરી રહી છે, તેથી એ ભુંડાશ છોડી એઓ અમારાં પાડેલાં નામની જ દિગંત ગર્જના જ્યાં સુધી કરશે નહિ ત્યાં સુધી એમણે સુખી જીવન ગાળવાની આશા રાખવાની નથી.

માણેકચંદ—યથાર્થ છે. 'ખડમાકડી,' 'કાથીચુનો' અને 'પાંચે પકવાન્ન' એવાં નામ પણ ડોકિયાં કરવા લાગ્યાં છે! કોઈ-ઓની આંતરડી કકળે એમાં કંઈ શંકા નથી; પરંતુ કોઈઓનો વાંક કદાપિ નહિ થતો હોય?

અમથાલાલ—કોઈ એ પણ કોઈ કોઈ વાર ભત્રીજાઓની આંતરડી કકળાવે છે. મારૂં પોતાનું જ નામ લ્યોની. અમથાલાલ એ નામમાં સુંદરતા અથવા દિવ્યતાનો અંશ કોઈને જણાય છે? જેને જણાતો હોય તે સહૃદય પુરુષવર પોતાનો હાથ બેલાશક ઉંચો કરે. સંસ્કૃત 'મિથ્યાનો' બગાડ 'મથા' થયો અને જેમ 'સ્ત્રી'નું 'અસ્ત્રી' અને 'સ્ટેશન'નું 'ઇસ્ટેશન' થાય છે તેમ 'મથાનું' થયું

'અમથા.' હવે હું જ તમને પૂછું છું કે મિથ્યાલાલ એવું મારૂં નામ પાડવું શું મારી ફોઈને લાજમ હતું? મારી ફોઈએ સ્હેજ મારી સલ્લાહ લીધી હોત તો હું એને કંઈ કંઈ સૂચના કરત. આથી આપ મહાશયો સમજી શકશો કે મારી ફોઈનાં અઘટિત કૃત્ય સામા જંગી જાહેર પ્રતિબોધસભા બોલાવવાનો મારો પાકો હક છે. પરંતુ એવી કૃતઘ્નતા અમથાલાલે દર્શાવી નથી તો પછી બીજા ભત્રીજાઓ ભુંડાશ કરી પોતાનો પશુ સ્વભાવ જાહેર કરે છે કે બીજું કંઈ?

સુબંધુ—તે પછીનો શાપ સરસ્વતી દેવીનો આવે છે.

મૂળુભા—શાપ દેવામાં એ દયાળુ દેવી પણ યશસ્વી અપવાદ-રૂપ રહેશે નહિ?

સુબંધુ—સબળ કારણ વિના કોઈ પણ દેવદેવી શાપ દેતાં નથી, એ સૂત્રનું તમને વારંવાર વિસ્મરણ થતું હોય એમ જણાય છે. સરસ્વતી દેવીને શાપ દેવાનું અતિપ્રબલ કારણ છે. તેઓ કહે છે—અમારા ઉપાસકો સેંકડો પુસ્તક વાંચે છે, અને તેમાંના ઘણાખરા ઉપાસકો પુસ્તકો લખવાની-ખાસ કરીને કાવ્યાત્મક લઘુ લેખો લખવાની-શુભ પ્રવૃત્તિ કરે છે. પુસ્તકો છપાવવામાં તેઓ સેંકડો રૂપીઆનો ખરચ કરે છે, પરંતુ દરવાજો ઉઘાડો મૂકી ખાળે ડુચો દેનાર એ ટુંકી બુદ્ધિવાળા ઉપાસકોને એટલું પણ નથી સુઝતું કે પુસ્તકોનું ઉધઈથી રક્ષણ કરવા માટે ચાર આનાની ડામરની ગોળીની પણ કબાટમાં થોડે થોડે અંતરે ભક્તિપૂર્વક પ્રતિષ્ઠા કરવાની પૂરી જરૂર છે! ઉધઈના ગ્રાસરૂપ થયેલી વિદ્યાનો ત્રાસજનક દેખાવ હું સહન કરી શકતી નથી, ભરતભૂમિમાં એવા મારા ઉપાસકો સહસ્રાવધિ છે, અને એઓ જ્યાંસુધી પોતાની ઉપાસનાની સાંગોપાંગ સિદ્ધિ કરશે નહિ ત્યાંસુધી એમની વિદ્યા કીલિત જ સમજવી, અને તેથી

જનસમાજને કશો લાભ થનાર નથી.

દોલતસિંહ—આ ઉપરથી એક અગત્યની વાત મને યાદ આવે છે. આપણા દેશમાં ગોરક્ષાની સંસ્થાઓ ઉભરાય છે. પરંતુ બચપણથી જ ભેંસનું દૂધ પીને ઉછરેલા, તે દૂધનાં દહીં, છાસ, માખણ, ઘી જેમની રગેરગમાં વ્યાપક છે, ટુંકામાં ભેંસસંતાન હોવાનો દાવો કરી શકનાર લાખો માણસોમાંથી હજી કોઈને ભેંસરક્ષક સંસ્થા સ્થાપવાની બુદ્ધિ સુઝી નથી, એ થોડું આશ્ચર્ય છે? ભેંસનું હૈયું આથી બળીને ખાખ થઈ જાય, એ સ્વાભાવિક જ છે. મને ખાતરી છે કે ભેંસનો શાપ જ ગાયનો આશીર્વાદ સફળ થવામાં પહાડ જેવો અંતરાયરૂપ છે.

સુબંધુ—દોલતસિંહ! તમે બહુ વિચારીને બિચારી મહિષી-માતાનું દુઃખ રજુ કર્યું છે એમાં સંશય નથી. એ માતાના વકીલ થનાર પુરુષવર માટે એક લાંબું, પહોળું, કોરૂં, કીર્તિકર ક્ષેત્ર ખુલ્લું છે. હવે સમગ્ર દેવોનો એક મહાશાપ હું નિવેદન કરું છું. સાંભળો, બ્રહ્મા, વિષ્ણુ, શંકર, ગણેશ, નૃસિંહ, રામ, કૃષ્ણ, હનુમાન્, અગ્નિ, ઈન્દ્ર, વરૂણ, કુબેર, યમ, વાયુ, અશ્વિનીકુમાર, કામદેવ, બટુકભૈરવ, કાર્તવીય, ક્ષેત્રપાલ, મહાકાલી, મહાલક્ષ્મી, મહાસરસ્વતી ગાયત્રી, સીતા, અન્નપૂર્ણા, ભુવનેશ્વરી, ત્રિપુરભૈરવી, છિન્નમસ્તકા, તારા, ધૂમાવતી, બગલામુખી, માતંગી, ગંગા, યમુના, ગોદાવરી, સરસ્વતી, નર્મદા, સિંધુ, કાવેરી, તાપી, ૮ વસુ, ૧૦ મહાવિદ્યા, ૧૧ રૂદ્ર, ૧૨ આદિત્ય, ૩૬ યક્ષિણી, ૬૪ જોગણી—એ સર્વ દેવ-દેવીઓ ગગનભેદી સ્વરે ફરિયાદનો પોકાર કરે છે કે અમારા લાખો ભક્તો અમારી ભક્તિનો ડોળ કરે છે, પરન્તુ ભકિતનો કક્કો સરખો શિખવો હજી એમને બાકી છે. यथा देहे तथा देवे (જેમ દેહ

વિષે તેમ દેવ વિષે) એ વચનનો અર્થ સ્વપ્ને પણ અમારા કોઈ ભકતને સ્ફુર્યો હોય એમ જણાતું નથી. નૈવેદ્યના છપ્પન ભોગ અમારી આગળ ધરાઈ ગયા છે, ધરાય છે અને ધરાશે, પરન્તુ એક અમૂલ્ય અતિમિષ્ટ પદાર્થ, જે અમારા ભકતો પ્રતિદિન અનેક વાર આરોગી અગાધ આનંદ પારાવારમાં નિમગ્ન થાય છે, અને જેના ઉચ્ચાર માત્રથી અમારા મોંમાં પાર વિનાનાં પાણી આવી ગયાં છે, આવે છે અને આવશે, તે પદાર્થનો સ્વાદ અમે કદાપિ ચાખ્યો નથી. એ શું અમારા ભકતનાં નામને નાનુંસુનું કલંક છે? લિપટનની ચાહના પ્યાલાનો સ્વર્ગીય આનંદ પોતે જ લુંટી લેવાની હલકી વૃત્તિએ અમારા ભકતોનાં અંતઃકરણમાં પ્રવેશ કર્યો હોય એમ સ્પષ્ટ થાય છે. એ ચાહનું એક ટીપું સરખું આજ સુધી અમારા કંઠમાં ગયું હોય તો કહો તેના સોગન છે! લાંબા વખતનો આ અમારો મનોરથ જ્યાંસુધી સિદ્ધ થશે નહિ ત્યાંસુધી અમારા ભકતોના કંઠને વિવિધ આપત્તિઓના પોકાર કરતાં સાંભળીને જ અમે રાજી થઈશું.

**અમથાલાલ**—તેમાં પણ સુબંધુજી! લાલા લિપટનનો પીળો ડબ્બો તો હદ વાળી નાંખે છે હોં! અને ખાસ લીલા ડબ્બા માટે પૂછો તો માનો જણ્યો કયો દેવ છે અને માની જણી કઈ દેવી છે કે જે એને માટે ન તલપે?

**માણેકચંદ**—આ શાપથી તો અજબ થઈ!

**કેશવરામ**—આ ચર્ચાથી આપણા દેશની અધોગતિ સમ્બન્ધી ઘણો ખુલાસો થઈ જાય છે. (કાન દઈ) આ ઘોંઘાટ શેનો છે?

**સુબંધુ**—અમથાલાલ! તમે જ જરા તપાસ કરો.

**અમથાલાલ**—(તપાસ કરી પાછી આવી) એક સબળ કારણનો ઉદ્‌ભવ થયો છે. બાગનાં માણસો પોકારીને કહે છે કે રાજા-

જીના સાળાનાં માસીસાસુ જેઓ હોજલ પાળે છે, તેઓ હમણાં જ બાગમાં ફરવા આવનાર છે, માટે તમામ શખ્સોએ બાગ ખાલી કરવો.

**દોલતસિંહ**—આમ છે તો બાગ ખાલી કરવાની કૃપા આપણે કરવી જ પડશે.

**મૂળુભા**—અવશ્ય.

**સુબંધુ**—રાજાજીના સાળાનાં માસીસાસુની ઇચ્છાને આપણે જરૂર માન આપવું જોઈએ. તેમના એકાંત વિહારમાં આપણે પ્રતિબંધ કરવો જોઈએ નહિ. બસ હવે, જય જય! આગળ ઉપર મળીશું.

**અમથાલાલ**—બેશક માન આપવું જોઈએ, નહિ તો લાંબી શાપાવલિમાં વળી એક ઉગ્ર શાપનો ઉમેરો થવાની મહા ભીષણ ભીતિ ઉપસ્થિત થાય છે.

( લેખક: **શ્રીયુત કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા, બી. એ.** )

# (૮) રાણી મહામાયા.

( મારવાડના રાજા જસવન્તસિંહની વિધવા રાણી મહામાયા મેવાડના રાણા **રાજસિંહના** દરબારમાં. )

**રાણી**—રાણાજી! મારા આ બાળકને આપના ગઢમાં સ્થાન આપશો? ઘણા દિવસ માટે નહિ તો પણ થોડા દિવસને માટે તો આપશો?

**રાજસિંહ**—મહામાયા! તમારો પુત્ર તે મારે મન પારકો નથી. એની રક્ષાને માટે આટલી બધી આજીજીની શી જરૂર છે? દુર્ગાદાસ, ઔરંગઝેબ શું આ બાળકનો પણ પ્રાણ લેવાની ઇચ્છા રાખે છે?

દુર્ગાદાસ—નહિ તો એને પકડવાનો બીજો શો ઉદ્દેશ હોઈ શકે, મહારાણાજી ?

રાણી—રાણાજી ! એક પુત્ર અને એક પુત્રી માત્ર એટલી જ સંપત્તિ લઈ હું દિલ્હીથી નાસી નીકળી હતી. રસ્તામાં દીકરી મરી ગઈ, હવે મારી સંપત્તિમાં માત્ર દૂધ પીતું આ નાનું બાળક છે. આ પુત્ર મારૂં સર્વસ્વ છે. તેની રક્ષા કરજો. પ્રભુ આપનું ભલું કરશે.

રાજસિંહ—મહામાયા ! પુત્રની બિલકુલ ચિંતા કરશો નહિ. મારો પોતાનો પ્રાણ આપીને પણ હું એની રક્ષા કરીશ.

રાણી—મહારાણાનો જય થાઓ.

રાજસિંહ—દુર્ગાદાસ, ઔરંગઝેબનો અત્યાચાર ધીમે ધીમે વધતો ચાલ્યો જાય છે. એણે હિંદુઓ પર ફરી પાછો, જજીઆ વેરો નાંખ્યો છે. મારવાડપતિ જસવન્તસિંહના કુટુંબ પર આવો દારૂણ અન્યાય ! ઔરંગઝેબ પર પત્ર લખી કદાચ એને સારે રસ્તે ચઢાવી શકાય એમ છે ?

રાણી—પત્ર લખીને ? આજીજી કરીને ? ઘુંટણીએ પડીને ? એની પાસે ભીખ માંગીને ? નહિ. મહારાણા આમ ઢીલા પડીને નહિ ? હવે તો એ રાજ્યને જડમૂળથી ઉખાડી નાંખ્યા વિના મારા કાળજાને ટંડક નહિ વળે.

રાજસિંહ—નહિ મહામાયા ! લોહીની નદીઓ વહેવડાવ્યા વિના એ કામ નહિ બની શકે ? જે રાજ્ય સ્થપાઈ ગયું છે તેને જડમૂળથી ઉખેડી નાંખવાની ઇચ્છા રાખવી, એ અન્યાય છે. એમાં હજારો આદમીઓની નકામી હત્યા થશે અને દેશમાં વસતી પ્રજાને ઘણું કષ્ટ ભોગવવું પડશે.

રાણી—આપણા દેશમાં અન્ય જાતિના રાજ્યની રક્ષા કેવી ? એ શું ક્ષત્રિયોનો ધર્મ છે ?

રાજસિંહ—ક્ષત્રિયોનો ધર્મ કેવળ મારામારી અને કાપાકાપી કરવાનો નથી ! મરવાની અને મારવાની વિદ્યા એ કંઈ ઉંચા દરજ્જાની વિદ્યા નથી. કોઈ અનાથની કે આપણી પોતાની રક્ષા કરવાના ઉદ્દેશ વિના બીજા કોઈ ઉદ્દેશથી મારામારી અને કાપાકાપી કરવી એ હત્યા છે. ( કાસિમ તરફ જોઈને ) એ કોણ છે ?

દુર્ગાદાસ—એ કાસિમઅલ્લી છે. મારો જુનો મિત્ર છે. એણે પોતાના પ્રાણની પણ પરવા ન કરતાં અમારા રાજકુંવરની રક્ષા કરી છે !

કાસિમ—મહારાણા સાહેબ ! એ લોકોનો જુનો નીમકહલાલ નોકર છું. સરદારે ( દુર્ગાદાસે ) એક વખત મને મહાન્ આફતમાંથી બચાવ્યો છે તે દિવસથી હું એમનો ગુલામ થઈ રહ્યો છું.

રાજસિંહ—દુર્ગાદાસ ! કાસિમ પણ મુસલમાન છે ?

કાસિમ—મહારાણા ! મારી જાતનું ભૂંડું ના બોલશો. અમારી જાત ખરાબ નથી. અમે બંધુ થઈ શકીએ છીએ. પરંતુ નીમકહરામ થઈ શકીએ એમ નથી.

રાજસિંહ—નહિ કાસિમ ! હું તમારી જાતની નિંદા નથી કરતો. બાદશાહની સાથે તમારી તુલના કરું છું. બાદશાહ આ નાના બાળકનો જાન લેવાનું પસંદ કરે છે, અને તમે—

કાસિમ—કેવો સાદો અને સુંદર બાળક છે ! એને જોતાં જ એના પર પ્રેમ થઈ આવે છે ! સોડમાં લઈને રમાડવાનું મન થાય છે !

રાજસિંહ—ઔરંગઝેબ ! તું દિલ્હીના સિંહાસન પર બેસી એક નિર્દોષ બાલકનો જીવ લેવા તલપાપડ થઈ રહ્યો છે. તારી જ

જાતનો આ કાસિમ પોતાનો પ્રાણ આપીને પણ એને બચાવવા માટે તૈયાર છે, પ્રભુની દૃષ્ટિએ કોણ મોટું છે? ઔરંગઝેબ! તું, કે આ કાસિમ ?

**રાણી**—રાણાજી! હું આ અત્યાચારનો બદલો લઈશ ત્યારે જ જંપીશ. એનો બદલો લેવાને ખાતર જ તે દિવસે હું બીજી સ્ત્રીઓ સાથે બળી મરી નથી. એટલા માટે જ હું અત્યાર સુધી જીવતી રહી છું. તમે આ બાળકનું રક્ષણ કરજો.

**રાજસિંહ**—હું કહી ચૂક્યો છું કે આ બાળકની તમે બીલકુલ ચિંતા કરશો નહિ. મહામાયા! તમારા પોતાના બાળક સાથે તમે નિરાંતે અહીંઆં રહો.

**રાણી**—નહિ રાણાજી! હું અહીંઆં નથી રહેવાની, હવે આ મારૂં ઘર નથી. હું મારા સ્વર્ગવાસી સ્વામીના રાજ્યમાં પાછી જઈશ. સંપત્તિ કે વિપત્તિમાં, સુખ કે દુઃખમાં, શાન્તિ કે અશાન્તિમાં, જીવતાં કે મરતી વખતે સ્વામીનું ઘર એ જ સ્ત્રીનું ઘર છે. બાપનું ઘર નહિ. હું તો મારવાડ પાછી જવાની!

**રાજસિંહ**—પરન્તુ બે'ન! હવે તમારાથી ત્યાં નિશ્ચિંત મને નહિ રહી શકાય.

**રાણી**—નિશ્ચિંતે? હું શું મારે પોતાને માટે નિશ્ચિંત જગ્યા ખોળવાને આવી છું? નહિ! રાણાજી! હું તે નથી ખોળતી. હું તો હવે આપત્તિને ખોળું છું. આપત્તિની સોડમાં હું પડી છું, ધરતીકંપમાં મારો જન્મ થયો છે, તોફાનમાં મારૂં ઘર છે. પ્રલયના વાદળામાં મારી પથારી છે. વિપત્તિ! વિપત્તિને તો મેં મારી સખી બનાવી છે. મારે માથે હવે બીજી કઈ વિપત્તિ પડવાની બાકી રહી છે? પતિ માર્યા ગયા, પુત્ર માર્યો ગયો, મારૂં સર્વસ્વ લુંટ ગયું. હવે બીજી

કંઈ વિપત્તિ બાકી રહી છે ? રાણાજી ! મારે માથે હવે તો માત્ર એક જ વિપત્તિ પડી શકે એમ છે. આ બાળકની હત્યા ! રાણાજી ! એની રક્ષા તમે કરજો, મારે બીજી કશી ઇચ્છા નથી. હું મારવાડ જઇશ, ત્યાં જઈ આગ પ્રગટાવીશ. એવી તો આગ પ્રગટાવીશ કે એમાં આરંગજેબ તો શું, પણ આખું મોગલ સામ્રાજ્ય બળી ભસ્મ થઈ જશે ! ! !

( લેખક શ્રીયુત પ્રાણુલાલ કિરપારામ દેસાઈ, બી. એ. )

# (૯) દુર્ગાદાસ.

( સ્થાન—પેશોલા સરોવરના કિનારા પરનો રાજમહેલ. )

દુર્ગાદાસ એકલો ઉભો ઉભો સામેનો દેખાવ જોઈ રહ્યો છે. )

દુર્ગાદાસ:—( સ્વગત ) મારી સઘળીયે ધારણાઓ વ્યર્થ ગઈ. રજપુત જાતિનો ઉદય કરી શકવાને હું શક્તિમાન થયો નહિ ! મોગલોનું સામ્રાજ્ય હવે રહી શકે એમ નથી, એ તો નિઃસંદેહ છે. પરન્તુ રજપુતો પણ ઉઠીને ઉભા થઈ શકે એમ નથી !

( જયસિંહ અને સરસ્વતી આવે છે. બન્ને દુર્ગાદાસનાં ચરણને સ્પર્શ કરે છે. )

**સરસ્વતી**—અંદર ચાલો દેવ ! જળપાન કરો, મધ્યાહ્ન થઈ ગયો છે.

**દુર્ગાદાસ**—આવું છું. મહારાણી ! આપ પધારો.

**જયસિંહ**—અહીં આપને કોઈ પણ જાતની તકલીફ તો નથી પડતી ને ?

**દુર્ગાદાસ**—તકલીફ ! તકલીફ શાની ? રાણા સાહેબને ત્યાં તો હું બહુ જ સુખી છું.

જયસિંહ—'મારે ત્યાં' એમ ન કહેશો. સરસ્વતીને ત્યાં એમ કહો. સરસ્વતીએ જ આપને માટે આ જગ્યા પસંદ કરી છે. સરસ્વતીએ અહીં આ આપને માટે કાચમહેલ બનાવરાવ્યો છે. જે દિવસે આપે અમારે ત્યાં પધારી એક નિર્જન સ્થાનમાં રહેવાની ઇચ્છા દર્શાવી તે દિવસે જ સરસ્વતી, જાતે અહીંઆં આવી સર્વ બંદોબસ્ત કરી ગઈ. અહીંઆં નિત્ય પોતાના હાથે જ આપને માટે તે રસોઈ કરે છે.

દુર્ગાદાસ—મહારાણીની મારા ઉપર અનહદ કૃપા છે.

સરસ્વતી—કૃપા! કૃપા એમ ન કહેશો! આખા રાજસ્થાનમાં એવો કોણ છે કે રાઠોડ વીર દુર્ગાદાસનું નામ સાંભળી જેની છાતી ગર્વથી ફુલાઈ જતી નથી? અભિમાનથી જે પોતાનું માથું ઉંચું નથી કરતું! સુભાગ્યે પૂર્વ જન્મના પુણ્યોને લીધે એવા દેશભક્ત દેવતા અતિથિના સ્વરૂપમાં અમને પ્રાપ્ત થયા છે. એમની પૂજા કરીને અમારી જાતને ધનભાગ્ય અમે કેમ ન માનીએ?

(દરવાન પ્રવેશ કરે છે.)

દરવાન—મહારાજ! દરવાજાપર મોગલ સેનાપતિ દિલેરખાં ઉભા રહ્યા છે. રાઠોડ સેનાપતિને મળવા માગે છે.

દુર્ગાદાસ—દિલેરખાં, દિલેરખાં અહીંઆં?

દરવાન—હા સરકાર! પોતાનું નામ એ દિલેરખાં જણાવે છે.

દુર્ગાદાસ—જાઓ, અત્યંત આદરથી એમને અહીંઆં લઈ આવો. (સરસ્વતીને) રાણી સાહેબ! હવે તમે અંદર જાઓ, હું રાણા સાહેબને લઈ હમણાં જ આવું છું. (સરસ્વતી જાય છે) દિલેરખાં અહીંઆં--શી મતલબ હશે?

જયસિંહ—કંઈ સમજવામાં આવતું નથી.

( દિલેરખાં પ્રવેશ કરે છે. )

દિલેરખાં—બંદગી, બહાદુર દોસ્ત દુર્ગાદાસ! મને ઓળખ્યો?

દુર્ગાદાસ—હું મારા જીવનદાતાને કેવી રીતે ભૂલી જઈશ શું? પધારો, આજ મારી જાતને હું ખરી ભાગ્યશાલી સમજું છું. કહો સરદાર સાહેબ! શા ઇરાદાથી આપને અહીંઆં પધારવું પડયું?

દિલેરખાં—દુર્ગાદાસ! તીર્થદર્શન કરવાને માટે તમારાં હિંદુ લોકોનાં કાશી, હરદ્વાર, સેતુબન્ધ, રામેશ્વર વગેરે તીર્થો છે ને! ત્યાં કોઈ કોઈ વાર જઈ જાત્રાળુ લોકો પોતાના દેહનું સાર્થકય કરે છે. હું પણ મ્હારા મૃત્યુ પહેલાં એક વાર આપનાં દર્શન કરવાને માટે અહીંઆં આવ્યો છું.

દુર્ગાદાસ—(થોડી વાર શાન્ત રહીને) મારાં દર્શન કરવાને! દિલેરખાં! હું તો માત્ર એક સાધારણ મનુષ્ય છું. જિંદગીમાં યથાશક્તિ માત્ર મારૂં કર્ત્તવ્યકર્મ કર્યો જાઉં છું.

દિલેરખાં—દુર્ગાદાસ! આ પાપી જમાનામાં એટલું પણ કેટલા આદમી કરે છે! જે જમાનામાં ભાઈ પોતાના ભાઈનું ગળું કાપવા તૈયાર થઈ જાય છે, જે જમાનામાં પોતાના થોડા લાભને અર્થે આખી કોમને પણ નુકસાન પહોંચાડવાને લોક આંચકો ખાતા નથી, જે જમાનામાં ખુશામત, જુલ્મ, જુઠાઈ અને લુચ્ચાઈ ચોગરદમ પ્રસરી રહી છે તેવા જમાનામાં આપના જેવા વીર, ચોખ્ખા દિલના નેકીથી ચાલનારા દેવતાને દેખી આત્મા પાવન થઈ જાય છે. દુર્ગાદાસ તમે જ બતલાવો કે તમારાં પુરાણોમાં તમારા જેવા કેટલા મનુષ્યોનું વર્ણન કરેલું છે? જેણે પોતાના માલીકની ખાતર પોતાના જીવની પણ પરવા નથી કરી, જેણે સ્વદેશની ખાતર સર્વનો ત્યાગ

કર્યો, જેણે શરણાંગતને બચાવવાની ખાતર પોતાનું વતન છોડી દીધું, જેણે અપ્સરાથી પણ વધારે સુંદર રાણીના પ્રેમને લાત મારી, જેના ઉપર જુલ્મ થઈ રહ્યો છે એવી અબળાનો જાન બચાવવાને માટે પોતાની છાતી આગળ ધરી અને છેવટે એક ઉંચા ખાનદાનની પુત્રીના ધર્મનું રક્ષણ કરવાને દેશનિકાલની શિક્ષા પોતાના માથાપર વહોરી લીધી–બતલાવો ?

દુર્ગાદાસ—દિલેરખાં! પુરાણોમાં શોધવાની શી જરૂર છે? એના કરતાં પણ ઉંચા દરજાનું ચારિત્ર્ય જોવાની જો તમારી ઇચ્છા હોય તો અનેક દર્પણ લઈ તમારૂં પોતાનું જ ચારિત્ર્ય તપાસી જુઓને ?

દિલેરખાં—મારૂં પોતાનું ?

દુર્ગાદાસ—હા, દિલેરખાં! હા, તમારૂં પોતાનુંજ! વળી એક આદમી સાથ તમારી મુલાકાત કરાવત, પણ દિલેરખાં લાચાર છું. એ અહીંઆં નથી. એ તમારો જાતિભાઈ વફાદાર કાસિમ છે!

[ કાસિમ પ્રવેશ કરે છે.]

કાસિમ—કહો મહારાજ! શું કહેવું છે? આ હું ખડો થયો.

( જમીનપર લાંબો પડી કાસિમ દુર્ગાદાસને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરે છે.)

દુર્ગાદાસ—આ તો કાસિમ પોતે જ છે! કેવી આશ્ચર્યની વાત છે? તું અહીંઆં કેવી રીતે આવ્યો!

કાસિમ—મહારાજ! આપનો પત્તો લગાડતો લગાડતો અહીંઆં આવ્યો છું. કોણ જાણે કેટલી બધી જગ્યાએ જઈ આપની તપાસ કરી મહારાજ!

દુર્ગાદાસ—કાસિમ! તું મહારાજ કોને કહ્યાં કરે છે?

કાસિમ—જેને હંમેશાં હું મહારાજ કહેતો આવ્યો છું તેને.

દુર્ગાદાસ—નહિ કાસિમ! તારા અને મારા મહારાજ તો આ સમયે જોધપુરના મહારાણા અજિતસિંહ છે.

કાસિમ—મહારાજ! એનું નામ ન લેશો–એ તો નિમકહરામ–

દુર્ગાદાસ—કાસિમ! યાદ રાખ. તું કોની આગળ આ શબ્દો બોલે છે?

કાસિમ—જાણું છું મહારાજ! માલિકની ખાતર પોતાના જીવ પણ આપવા તૈયાર એવા મારા દેવની આગળ–શું કરું મારાથી રહેવાતું નથી! જેને આપે બચાવી આટલો મોટો કર્યો, જેને બચાવવાને અને જેના રાજ્યને માટે આપે આપનું આ સર્વસ્વ ગુમાવ્યું, જેને રૂવાંટે રૂવાંટે આપનો ઉપકાર ફેલાઈ રહેવો જોઈએ, એણે જ આપને ઘડપણમાં—

( કંઠ ભરાઈ આવવાથી અગાડી બોલી શકાતું નથી. )

જયસિંહ—કાસિમ! ઇસ્લામ ધર્મ પણ તારા જેવો આદમી ઉત્પન્ન કરી શકે છે?

દુર્ગાદાસ—સઘળા ધર્મો એક જ વાત કહે છે, એક જ મહાનીતિનું શિક્ષણ આપે છે. રાણા સાહેબ! મનુષ્ય મનુષ્યત્વ પામી શકતો નથી, તેમાં ધર્મનો દોષ નથી. મુસલમાનોમાં કાબલે–સખી જેવા માણસો પણ છે, ને દિલેરખાં ને કાસમ જેવા માણસો પણ છે.

દિલેરખાં—અને હિંદુઓમાં શ્યામસિંહ જેવા માણસો પણ છે અને દુર્ગાદાસ જેવા પણ છે.

કાસિમ—હજુર, મારી એક અરજ છે.

દુર્ગાદાસ—શી છે કાસિમ? સુખેથી કહે, ઘણા આનંદથી હું સાંભળીશ!

કાસિમ—મેં સાંભળ્યું છે કે હજુર રાણાજીનું અન્ન ખાય છે, એ તો નહિ જ બની શકે?

દુર્ગાદાસ—કેમ નહિ બની શકે?

કાસિમ—મારા જીવતાં હજુર પેટની ખાતર બીજાને બારણે જાય, એ મારાથી જોઈ શકાતું નથી.

જયસિંહ—એ શું? કાસિમ! તારો વિચાર શું કરવાનો છે?

કાસિમ—મારો શો વિચાર છે? સાંભળવું છે? તો રાણાજી! સાંભળો. હું મહારાજનું ભરણપોષણ કરીશ.

જયસિંહ—કેવી રીતે?

કાસિમ—જેવી રીતે થઈ શકે તેવી રીતે મજુરી કરીને, ઘેરઘેર ભિખ માગીને.

જયસિંહ—કાસિમ! તું શું ગાંડો થયો છે?

કાસિમ—જે મળશે તે વડે હું એમનું ભરણપોષણ કરીશ. આજ, જો અમારી મહારાણી જીવતી હોત તો પેટની ખાતર દુર્ગાદાસને બીજાને બારણે જવું ન પડત. એ નથી તો શું થઈ ગયું? હું છું ને? હું મજુરી કરીને એમનું પેટ ભરીશ. સૂકી પાકી રોટલી જે મળશે તે હું એમને ખવડાવીશ?

જયસિંહ—એમ તે કદી બને ખરૂં કે?

કાસિમ—ના કેમ બને? મહારાજ! દુર્ગાદાસ! તમને જેમ પસંદ આવે તેમ કરો. પસંદ કરી લો. મહારાજ! રાણીનો આપેલો રાજભોગ સ્વીકારશો કે મારી સૂકી પાકી રોટલી સ્વીકારશો? પસંદ કરી લો! રાણાના પહેરામાં રહેશો કે મારા માથા પર રહેશો? જે ચાહો તે પસંદ કરી લો?

દુર્ગાદાસ—કાસિમ! બરોબર કહે છે. દુર્ગાદાસ તારો આણી આપેલો સૂકો પાકો રોટલો ખાશે.

(ઉઠી કાસિમને ગળે બાઝી પડે છે.) ભાઈ કાસિમ! કાસિમ!

આજથી આપણે બન્ને ભાઈઓ છીએ. (દિલેરખાંને) જુઓ દિલેરખાં! કાસિમ કેવા ઉચ્ચ પુરુષ છે!

દિલેરખાં—દુર્ગાદાસ! તમે સાચું કહ્યું હતું–તમે બન્ને મહાત્માઓ આજ મારી સામે પ્રત્યક્ષ ઉભા છો. એક વખત પેટ ભરીને હું આપનાં બન્નેનાં દર્શન કરી લઉં. હે ખુદા! તારા સ્વર્ગમાં જે દેવતાઓ છે તે શું આમના કરતાં પણ વધારે ઉચ્ચ હશે?

( લેખક. **શ્રીયુત પ્રાણુલાલ કિરપારામ દેશાઈ, બી. એ.** )

---

# (૧૦) દ્રવ્યનો વ્યય.

---

પાત્રો.

| | | |
|---|---|---|
| **બ્હેરો બ્રાહ્મણ** | ... ... | એક અર્ધબ્હેરો આડંબરી લાડુભટ્ટ. |
| **વિમળપ્રસાદ વિદ્યાર્થી** | ... | વિદ્યાપ્રિય અભ્યાસક. |
| **ભૂખણ ભોગી** | ... ... | વિલાસભોગી છેલબટાક. |
| **દામુદલાલ** | ... ... | શેરદલાલ. |

( ૧ )

[ સૂંથીઆ જેવી પાઘડી, કાસો વગરની પાસાબંડી, ઢીંચણ જણાય એવું ટુંકું પંચીયું અને ખભે હજુરીઓ–એવા વેષે, અને કપાળમાં ત્રિપુંડ્ર, બન્ને હાથનાં કાંડાંએ અને ગળે રૂદ્રાક્ષની માળા, પગની આંગળીઓ ડોકિયાં કરતી હોય તેવાં તૂટેલાં જૂતાં, માથાથી બે વેંત ઉંચી હાથમાં વાંસની લાકડી–એવાં આભૂષણ ધારણ કરીને બ્હેરો બ્રાહ્મણ પ્રવેશ કરે છે. ]

બ્હેરો બ્રાહ્મણઃ—લોકને મન બ્હેરાનો અવતાર બેહુદો છે, પણ મારો અનુભવ તો જુદો છે, મુદ્દાની વાત તો એ છે, કે "જેને રામબાણુ વાગ્યાં હોય એ જ જાણે;" મૂગો સાકર ખાય પણ વાચા વગર સાકરની મિઠાશને શી રીતે વખાણે? બ્હેરાના બ્હેરાટની મહત્તા પણ એજ પ્રમાણે! શું સમજ્યા—મારા સાહેબ? (હાથની આંગળીઓના વેઢા ગણી બતાવતાં)—ઘડીઆળના લોલકની માફક ઘરમાં ઘરવાળીનો ગમે એટલો ટકટકારો થતો હોય પણ (કાને હાથ દઈને) કાને સંભળાય ત્યારેને? જાતના લાડુભટ્ટ રહ્યા, નોતરે કે વગર નોતરે જમવા જઈએ અને નવરા બેસી નખોદ વાળનારાઓ નિંદા કુથલી ગમે એટલી કરે, પણ ભલેને નગારાં વાગ્યાં જ કરે—કાને સંભળાય ત્યારેને? સગાવહાલામાં મધ્યરાતે મૈણું થાય અને બીક લાગે એવી ઓચિંતી રોકકળ થઈ જાય પણ અભડાવાય ક્યારે? કાને સંભળાય ત્યારેને? બ્રાહ્મણ, એટલે આજ સુધી મફતનું ખાધેલું ને મસજીદે સૂતેલા, પણ દુકાળને લીધે જમણ સૂકાઈ ગયાં, જમણ સૂકાયાં પણ મ્હોંને લાડુ જમવાની પડેલી લઢણ સૂકાય છે કાંઈ? દુકાળમાં દહાડા કહાડવા દોહ્યલા થઈ પડયા, દેવાં થયાં, લ્હેણદાર આવીને "તું—તાં" કરી જાય, પણ કાને સંભળાય ત્યારેને? કોઈ ઉપદેશક આવીને ધર્મબન્ધનમાં નાખનારો ઉપદેશ આપે અને કરમ કરતાં અટકાવવા મથે, પણ શું સમજ્યા સાહેબ—કાને સંભળાય ત્યારેને? સભા મળી હોય, કામ શરૂ થયું હોય અને બહારથી ગરબડાટ થાય તો સભ્યજનોનાં મ્હોં કેવાં નેપાળો ગળ્યા જેવાં થઈ જાય છે! મારી પેઠે કાન સંભળાતું જ નહોય તો તેની બલીહારી ઓર ખરી કે નહિ? (લગીર વધારે ટટાર થઈ, કે હાથ દઈ) ઘણાને કાન હોય છે, ત્યારે શાન હોતી નથી; તેવો હું નથી? મારે નહિ તેનું એક જ

નામ! ઘણાને કાન હોય છે, તેઓ એક કાનેથી સાંભળી બીજે કાને કહાડી નાખવા જેવા કાણા કાન રાખે છે; તેવો તો હું નથી? મારે તો નહિ તેનું એક જ નામ! ઘણાને કાન હોય છે અને તેઓ કામ પ્રસંગે કાનને ધરેણે ( ગિરો ) મુકી આવે છે; તેવો તો હું નથી? મારે તો નહિ તેનું એક જ નામ! અને શું સમજ્યા મારા સાહેબ, જગતમાં "આંખ આડા કાન" કરનાર પણ નર્યા પડયા છે; તેવો તો હું નથી? મારે તો નહિ તેનું એક જ નામ! સારી નગરીમાં આ બ્હેરા બ્રાહ્મણે, ફીની લાલચ રાખ્યા સિવાય અનુભવસિદ્ધ ઢંઢેરો પીટાવ્યો છે કે જેઓ સ્વભાવે આકળા ભૂત હોય ને જેમનાથી સહનશીલતાનો ગુણ ગ્રહણ કરી શકતો ન હોય તેમણે, આ અવતાર તો જાણે ઠીક, પણ નવે અવતાર બ્હેરા થઈ ને જ અવતરવું. એટલે દેખવુંએ નહિ ને દાઝવુંએ નહિઃ સાંભળવુંએ નહિ ને સહેવુંએ નહિ. ( વિચારની દિશા બદલીને—લગીર આસ્તેથી )—બ્હેરાટથી કોઈ કોઈ વાર બનવાનું યે બને ખરૂં! આજની જ વાતઃ—જાણે કે મંગળાર્તિ વેળાએ મંદિરમાં ગયો હતો, ત્યાં આગળ એક જણને મેં હાડકાં ચાવતો દીઠો, એટલે મંદિરમાં એવી આભડછેટ દેખીને હું મુઠીઓ વાળીને નાઠો; પણ એક જણે પાડયો ધાંટો અને મને બોલાવ્યો પાછોઃ નાસવાનું મને કારણ પૂછ્યું, મેં નજરે દીઠેલું કારણ કહી સંભળાવ્યુંઃ સાંભળીને તે ભાઈને ખડખડ હસવું આવ્યું—હસવાનો ખડખડાટ તો કાને સંભળાય શાનો? પણ મ્હોંમાંના બત્રીસ દાંત ડોકિયાં કરતાં ઊઘાડા થતા દીઠેલા તે ઉપરથી કહું છું કે તે ભાઈને હસવું આવ્યું—મેં પૂછ્યું, કેમ હસ્યા? તોપ જેવો અવાજ કરીને કાનના પડદા વિંધી નાખતાં તેણે ખુલાસો કર્યો કે પેલો આદમી હાડકાં ચાવતો ન્હોતો પણ મંગળાર્તિનો શંખ ફુંકતો હતો! શું સમજ્યા મારા

સાહેબ! આમ ચોખીલા પડી જવાય છે. કાને સંભળાય નહિ. એટલે **चक्षुभिः सत्यम्** સ્વીકારવું પડે છે. પણ ખેર; હવે તો ચોક્કસ વિચાર કરીને ઉચ્ચાર કરવાનું રાખીશ. ભૂલ્યો ત્યારથી ફરીથી ગણવાનું શીખીશ. ચાલ રામ. નિઃસંતાન પેલા મરવા પડેલા દામુ દલાલે પોતાનું વીલ બનાવવાની સાથે દ્રવ્યનો વ્યય કેમ કરવો તેને માટે એક જાહેર છાપામાં જાહેરાત આપી સાચ્ચો સલાહકાર માગ્યો છે. પસંદગી પામનારને ભારે ઇનામ મળનાર છે. યજમાનવૃત્તિ અને મિષ્ટાન્ન માટે સરજાયલા ( લલાટે હાથ દઈ ) આ બ્હેરા બ્રાહ્મણના તકદીરની અજમાયશ તો કરી જોઈ એ. વાગ્યું તો તીર નીકર ટપ્પો.

( જવા માંડે છે. જતાં જતાં દૂરથી વિમળપ્રસાદ વિદ્યાર્થીને આવતો જોઈ થોભે છે અને વિચારે છે. )

સબુર; સામેથી વિમળપ્રસાદ વિદ્યાર્થી આવે છે. એની પરીક્ષાનું પરિણામ આજે જ બહાર પડવાનું હતું. લાવને પૂછી લઉં. દામુ દલાલને ત્યાંથી ભારે ઇનામ મળતાં મળશે; અવસર મળ્યો છે, તો અહીંથી જ અખતરો કરી જોઈએ, ભાઈ પાસ થયા હશે તો બ્હેરો બ્રાહ્મણ કાંઈ જાફત વગર રહેશે !

[ વિમળપ્રસાદ પ્રવેશ કરે છે, બ્હેરો બ્રાહ્મણ બાજુપર થઈ જાય છે. વિમળપ્રસાદને ચાલ્યો જતો જોઈ, તેનો હાથ પકડી ઊભો રાખી બ્હેરો બ્રાહ્મણ વાતચિત કરવા માંડે છે. ]

( ૨ )

**બ્હેરો બ્રાહ્મણઃ**—વિમળભાઈ–વિમળભાઈ, આમ અતડા શું થઈ જાવ છો! આ તમારા જૂના પાડોશીને ના ઓળખ્યો? વારૂ શીદ જાવ છો? પરીક્ષાનું પરિણામ જણાયું? પાસ થયા કે નપાસ?

**વિમળપ્રસાદઃ**—( બહુ જ ટુંકામાં પતાવી દેતાં )—નપાસ.

બ્હેરો બ્રાહ્મણઃ—( કાન માંડીને, સાંભળી, ખુશી થતો થતો ) હૈં ! સારૂં થયું: વારૂ પહેલે નંબરે કે બીજે નંબરે ? ( કાન દઈ સાંભળે છે. )

વિમળપ્રસાદ ( સ્વગત ):—નકામી લોંથ ક્યાંથી વળગી ! ( જાહેર ) ભલા માણસ, છાલ છોડને: બે માર્કસ્ માટે નપાસ થયો—નપાસ.

બ્હેરો બ્રાહ્મણઃ—એમ કે ? બે માસ માટે પાસ થયા ? બહુ સારૂં, તમને આ કાશી—વણારસી જેવા શુદ્ધ બ્રાહ્મણના આશીર્વાદ છે કે અહો નિરંતર એવું ને એવું પરિણામ મેળવતા રહેજો ( વિમળ૦ ચીડવાઈને જવા માંડે છે, તેને જતો અટકાવીને ) આકળા ભુત થાવ મા; મારા સાહેબ, પાસ થયા તો કાંઈ જયાફત બાફત—

વિમળ ( સ્વગત ):—આ મારૂં હડહડતું અપમાન થાય છે. મારાથી મોટા છો એટલે હું મર્યાદા લોપતો નથી. નહિ તો બળતામાં ઘી હોમાવા સરખી મારી મશ્કરી થતી કેમ સાંખી રહું ! ( જવા માંડે છે તેને બ્હેરો૦ અટકાવે છે. )

બ્હેરો બ્રાહ્મણઃ—કાંઈ ફીસ્ટબીસ્ટ ! ( જવાબ સાંભળવા કાન માંડે છે. )

વિમળપ્રસાદઃ—પથરાની !

બ્હેરો બ્રાહ્મણઃ—શાની ? શાની કેમ ? પાસ થયા તેનીસ્તો ! ( વિમળ૦ બ્હેરા૦ ને તરછોડી જવા માંડે છે, ફરીથી તેને રોકીને બ્હેરો૦ બોલે છે ):–ફિસ્ટનું ઠરાવ્યા વગર જાવ છો ક્યાં ?

વિમળપ્રસાદ—( ચિડવાઈને તેને બરડામાં મૂચી મારતાં ) લે ફીસ્ટ; ત્યારનો મોભાભેર રહ્યો હતો ત્યારે વળીઃ ચૌદમું રતન પરખાવ્યા વગર પાંશરો પડત નહિ તો. ( બ્હેરો૦ ' ઓ બાપરે ' કહી

પોકાર પાડી ઉઠે છે મૂચી વાગવાથી બરડો પંપાળવા માંડે છે. બૂમ સાંભળી ભૂખણ ભોગી દોડી આવે છે. "શું છે–શું છે." બોલતો વિમળ૦ કનેથી કારણ જાણવા પુચ્છે છે. )

**વિમળપ્રસાદઃ**—કાંઈ નહિ; એતો એણે ફ્રિસ્ટ માગી ને મેં ફ્રિસ્ટ એટલે મૂચી મારી તેની ક્હેડો ભાગી. ( મીજાજ અને રૂઆબ બતાવતાં )–હું નપાસ થયો ને મારી મશ્કરીઓ કરે તે કેમ ખમાય? ખાતો જા.

**ભૂખણ ભોગી** ( વિમળને ):—પણ એ તો અર્ધ બ્હેરો છે. તમે જાણ્યા કર્યા વગર બાપડા ગરીબ બ્રાહ્મણ ઉપર નપાસ થયાની રીસ ઉતારી તો!

**વિમળપ્રસાદઃ**—નહિ, 'ભટના ભોપાળા' જેવા તેના મિથ્યા આડંબરની જ એ પ્રસાદી છે. શા માટે મને પ્રથમથી જ કહ્યું નહિ કે પોતે બ્હેરો છે? ( ઘડીઆળ, ગજવામાંથી કહાડી જોઈ, ) It's too late, I must go now ( જાય છે. )

( ૩ )

**ભૂખણ ભોગી** ( વિમળ૦ ના ગયા પછી બ્હેરા૦ ને ):– બહુ વાગ્યું? ઘેર મૂકી આવું? ( વિચાર કરીને ) ભૂલ્યો, બ્રાહ્મણ–બ્હેરો છે એટલે આમ નહિ સાંભળે. ( બ્હેરા૦ ના કાન નજીક મોટો ઘાંટો પાડીને )–ઘેર જઈ ભટાણી પાસે હળદર મીઠાનો શેક કરાવો.

**બ્હેરો બ્રાહ્મણઃ**—હળદર મીઠાનું શાક કરાવું, તો દુખાવો મટશે, કેમ? ( વિચાર કરીને ) અંહંહ, બ્હેરાટ મટાડવાનો જ ઈલાજ હવે તો કરવો છે. ઘોળાં મરી ને કોપરૂં ખાઈ કાનના પડદા ઉઘાડયા વગર હવે નહિ ચાલે. એમ કેટકેટલાં અપમાન વેઠવાં ને કેટકેટલો માર ખાવો? ને કેટકેટલા ઈલાજો કરવા?

**ભૂખણુ ભોગી** ( સ્વગત ):—ફૂટશે માથું અને કહાડશે રાતું. કહીએ છીએ કંઈ, અને સાંભળે છે કંઈકઃ પણ ઠીક, પેલા હામુ દલાલની જાહેરાત પ્રમાણે એના દ્રવ્યના વ્યય વિષેની હમણાં જ સલાહ દઈ ચાલ્યો આવું છું. બ્રાહ્મણને હાથ તો બતાવી જોઉં. ભાગ્ય ઉઘડવાનું છે કે નહિ, તે તો જણાય ? ( બ્હેરા૦ ને સંજ્ઞાથી સમજાવી પોતાની હસ્તરેખા બતાવતાં મ્હોટેથી કાનમાં કાન માંડી ) મનોરથ સફળ થશે ? ( કહીને આંખો મીંચી સ્વસ્થ ચિત્તે સ્થિર ઉભો રહે છે. )

**બ્હેરો બ્રાહ્મણ** ( હસ્તરેખા જોઈને ):—મનોરથ અફળ જશે–એમ પૂછ્યું ? તથાસ્તુ. ( કહીને બ્હેરો૦ ચાલવા માંડે છે. જતાં જતાં સ્વગત ):–અઠંગ ઉઠાઉગીર જણાય છે. મફતની રેખા જોવડાવવા તૈયાર, પણ દોઢિયું નીકળ્યા વગર શાનો મળે સાર ! એ નંગ નહિ જાણતો હોય કે:—

" અંધ, બ્હેરા, ઠુંઠું, લૂલા–અપંગ જે જે જન;
" તેનામાં સૌ લોકથી, અધિક છે લક્ષણ. "

( બ્હેરો૦ જાય છે. થોડી વારે ભૂખણુ૦ આંખ ઉઘાડી જોતાં બ્હેરો૦ જતો રહેલો જણાય છે; તેથી ચમકે છે. )

**ભૂખણુ ભોગીઃ**—બ્હેરો ગયો ! બ્હેરો બ્હોતેર લક્ષણો કહ્યો છે એ ખોટું નથી ! ખેર, હસ્તરેખા જોયા વગર પણ, મને લાગે છે, કે મારા જ પાસા છતા છે. આ તો જાણે સાદી સમજની જ વાત છે, કે હામુ દલાલ શેરબઝારમાં સટોળિયાનો માનીતો દલાલ છે, દુકાળ પડ્યો અને શેરના ભાવમાં તેજીમંદીની ઉથલપાથલ થવા માંડી તે સાથે તેના અદલાબદલા થતાં દલાલની દલાલીનું એકી સપાટે ભરણું ભરાયું. પછી તો જાણો જ છો ને મારા સાહેબ, લક્ષ્મી આવી એટલે

તો આવીસ્તો. અને દલાલને કાંઇ ન્હાવું નીચોવવું પડે છે ? વર મરો કે કન્યા મરો, પણ ગૅારનું તરભાણું તો ભરાય જ કેની ? શું સમજ્યા મારા સાહેબ, મરશે માલધણી કે રોશે રૂ વાળો; દલાલને ઘેર તો લીલાલ્હેર રહેવાની. ચોખાને ચાંદી પડે કે ચાંદીનો બજાર મંદી હોઈ ચાંદી માંદી પડે; દલાલનો કોઠો ટાઢો હીમ રહે છેઃ તેને તો આગળ બેસે ઉલાળ નહિ કે પાછળ બેઠે ઢોળાવ નહિ ! એ તો પૈસેટકે પરમાનન્દ ને તાકડધિન્ના ઉડાવ્યાં જ કરે. (વિચારતો) હા; કોઈ શેઠ ભાગે તો દલાલને ઝાપટ વાગે–પણ કોર્ટમાં નાદારી નોંધાવવાની અરજી માગે એટલે પાછું ઠીકાઠીક. શું સમજ્યા મારા સાહેબ, "આમ બાબત" છે. ત્યારે આ બધી બાબતોનો વિચાર કરીને, જે રીતની દોલત દામુ દલાલ રળ્યો છે, તે રીતનો જ તેનો ઉપયોગ આપણે બતાવ્યો છે એટલે (શબ્દો પર ભાર મૂકીને) જરૂર–જરૂર–જરૂર–તેને મારી સલાહ પસંદ પડવાની. (ગજવામાંથી કાગળિયું કહાડીને) આપેલી સલાહની, આ રહી નકલ, વાહ; શી સુન્દર સલાહ ! ગળી મધ, મીઠી દૂધ, જાણે બ્રહ્માના જ બોલ ! લાવ ફરી તપાસી જોઉં–કોઈ વાત રહી જતી તો નથીને–(વાંચવા માંડે છે):–લંકાના રાજા રાવણે પોતાના પલંગે નવ ગ્રહને તાણી બાંધ્યા હતા; આપ સાહેબ દોલત ખૂબ કમાયા છો, તો આપના પલંગે નવ ગ્રહ તો શું, પણ ખાસ્સી નવ ગૃહિણીઓ વસાવી શકશો. લંકાના રાજા રાવણે પવન પાસે પાણી ભરાવ્યું હતું–ત્રા કને વાસીદું વળાવ્યું હતું; આપ સાહેબ દોલત ખુબ ખાટયા છો, તો ખુદ એક ગંજાવર તોપ વસાવી, ગગ. નમાં મોટું ગોબારૂં પાડી મૂકાવી અખંડ જળધારાની રેલમછેલ કરાવી શકશો. હનુમાને એક પર્વતને આખો ને આખો મૂળમાંથી ઉખેડી, ઉપાડી આણ્યો હતો. એટલે પર્વતને ઉપાડી આણવાની વાત અશક્ય

તો નથી જ; તો આપ સાહેબ દોલત ખૂબ કમાયા છો, એટલે ખાસ્સો મલયાચળ પર્વત ઉંચકી મંગાવી, શેઠ સાહેબને આંગણે વસાવો. એ પર્વત, ચોમાસામાં ઉગતાં ઝાડ પેઠે દિવસે દિવસે વધ્યે જશે અને તેમાંથી મંદમંદ મધુર સમીર વાયાં કરશે, પશ્ચિમની પ્રજાએ નવી ઈલેકટ્રિકસિટી નિપજાવી તેના દીપકો પ્રકટાવ્યા છે, આપ સાહેબ દોલત ખૂબ કમાયા છો તો ખુદ્દ ગગનમંડળમાં લટકી રહેલાં સંખ્યાબંધ તારામંડળનાં ઝૂમખાંને મંદિરમાં તોરણ કરી લટકાવી રાખી અખંડ પ્રકાશ રાખી શકશો. રાજા મહારાજાઓ ગગનચુમ્બિત રાજમહેલો તો ઘણા બંધાવે છે; પણ હવામાં મહેલ બંધાવેલો જાણુમાં નથી. આપ સાહેબ, દોલત ખૂબ ખાટયા છો, તો હવામાં બંગલો બંધાવવાની નવીનતા કરી અવિચળ કીર્તિને વરી શકશો, ખાનપાનને ખાતર જિંદગી છે; જિંદગીને ખાતર ખાનપાન નથી. માટે ખાધે પીધે દિવાળી, ને ઉગર્યે ઉચાટ—એમ રાખવું. કાલ કોણે દીઠી છે? ખાઓ, ખેલો ને ખપી જાવ. અનર્ગળ ધન હોય તો બેરોનેટ બનો; સખાવતીના સરદાર બની સર–નાઇટિની યાદીમાં નામ નોંધાવો. ( કાગળનો બીડો વાળી ગજવામાં મૂકતાં મૂકતાં ) વગેરે–વગેરે–વગેરે–ચાલો પત્યું. આ કરતાં કોણ વિશેષ સારી સલાહ આપનાર હશે? મારી સલાહમાં મને શ્રદ્ધા છે. સદ્ભાવ છે અને કહેવત છે તેમ ભાવ છે એટલે ભગવાન મળવાના, સાહેબજી ( જાય છે. )

( ૪ )

( આર્મચેર પર દામુ દલાલ હાથમાં છાપું લઈ, આડો પડ્યો પડ્યો ગાયન લલકારતો દસ્ય થાય છે. )

દામુદલાલ:— (સંગીત–" નહી ચીજ કોઈ ગળી " એ રાગ.)

વસુ વિના નર પશુ, જગતમાં વસુ વિના નર પશુ;

દામ સિવાયે દેશ વિદેશે, કામ બને ના કશું—જગત્માં૦
જન્મી જગમાં, જીવન જીવી હશે કને જો વસુ,
નોકર ચાકર ગાડી વાડી લાડીવાળા થશું—જગત્માં૦
ગર્થ વિના કો ભાવ ન પૂછે, અર્થ સરે ના તસુ;
રાજ સમાજે, વાટે ઘાટે પૈસાને પૂછશું—અરે ભાઈ
પૈસાને પૂજશું—જગત્માં૦

( વિમળપ્રસાદ વિદ્યાર્થી પ્રવેશ કરે છે. )

**વિમળપ્રસાદઃ**—"પૈસાને જ પૂજશું ?" શેઠ, લક્ષ્મીનું જ પૂજન કરશો ? શારદાપૂજન નહિ ? દિવાળીને ટાંકણે વધારે ધામધૂમથી લક્ષ્મી-પૂજન થાય છે, કે શારદાપૂજન ? લક્ષ્મીવડે શારદા, કે શારદાપ્રતાપે લક્ષ્મી ? ( પાસેની ખુરશીપર બેસે છે. )

**દામુદલાલઃ**—દ્રવ્યના વ્યય વિષેની મારી જાહેરાત ઉપરથી સલાહકાર તરીકે આવ્યા છો કે ?

**વિમળપ્રસાદઃ**—જી, સાંભળો શેઠ. આપને સલાહ આપીને પાછો ફરેલો પેલો બ્હેરો બ્રાહ્મણ હમણાં જ મને રસ્તામાં સામો મળ્યો. હું જાણું છું કે તેણે આપને અન્નક્ષેત્રો ખોલવાની, સદાવ્રતો સ્થાપ-વાની, બ્રહ્મભોજન કરાવવાની, ચોરાસી જમાડવાની અને ટુંકામાં અન્નદાન પાછળ આપના દ્રવ્યનો વ્યય કરવાની સલાહ આપી છે, તે સલાહ જો કે સારી છે, પણ સર્વોત્કૃષ્ટ તો નથી જ—It's good but not best'. ખરૂં છે કે અન્નદાન વડે કોઠો ટાઢો થાય છે અને દેહની ભૂખ ભાગે છે. પણ ભૂતકાળની સ્થિતિ ને સંયોગો બદલાયા છે. હવે દેહના કલ્યાણને સ્થાને જીવનના કલ્યાણની જરૂરિઆત સ્વીકારાઈ છે. ક્ષણભંગુર શરીરના પોષણ કરતાં શાશ્વત આત્માને પોષણના સાધનને પ્રાધાન્ય અપાયું છે, અન્નદાન એ ક્ષણિક ક્ષુધા

ભાંગનારૂં દાન કર્યું છે. હંમેશની ભૂખ ટળે એવા સાધનની હવે અપેક્ષા રહે છે; જે વડે આ લોક અને પરલોક, વ્યવહાર અને પરમાર્થ બન્ને સુધરે એ પ્રકારનાં દાન ધન્ય ગણાયાં છે, જે દાનવડે એક જીવનમાંથી ઘણાં જીવનનું શ્રેય થઈ શકે એ દાન દેવોમાંયે દિવ્ય મનાયું છે. જે દાનવડે સાત્વિક શાંતિ, પરમસુખ અને અખંડ આનન્દનો અનુભવ થઈ શકે છે, તેવું દાન દેનારા દેશાંતરમાં જ નહિ પણ પ્રભુના દરબાર સુધી પૂજાયા છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષની સિદ્ધિ જે દાનવડે મળે છે, તે દાન બધા દાનોમાં મહાન દાન મનાય છે. શેઠ, એટલા માટે કવિએ ગાયું છે કેઃ—

'રોટલી નાખી ભિખારી ન રાખો.'

હાસુહલાલ—એ કથન તો અન્નદાનનું સમર્થન કરે છે! "અન્નદાન એવું કરતા રહો કે ભવમાં એક પણ ભિખારી રહે નહિ" એ જ એનો અર્થ ને?

વિમળપ્રસાદ—નહિ જ. "હંમેશ અન્નદાન કર્યા કરીને, ધંધે વળગવાને સમર્થ એવા બાવન લાખ વેરાગી–બાવાઓને ઉદ્યોગભ્રષ્ટ બનાવી દઈ ભિક્ષુક રહેવા માટેનું ઉત્તેજન આપશો નહિ," એવો એનો અર્થ છે.

હાસુહલાલ—તમે તો કોઈ નવીન પ્રકાશ નાંખ્યો જણાય છે! વિદ્વાન લાગો છો.

વિમળપ્રસાદ—અને આપ સાહેબ વિદ્વાનને સૌ કરતાં વિશેષ અને પ્રથમ માન આપતા જણાવ છો!

હાસુહલાલ—બેશક. એ વિષેના શ્લોક, જે છાપામાં મેં જાહેરાત છપાવી છે તેમાં જ વાંચવામાં આવ્યો હતો—

વિમળપ્રસાદ—આ શ્લોક હતો એ? (બોલે છે)—

विद्वत्त्वं च नृपत्त्वं च नैव तुल्यं कदाचन ।
स्वदेशे पूज्यते राजा विद्वान् सर्वत्र पूज्यते ॥

દામુદલાલ—એજ-એજ. વારૂ ત્યારે તમે જે દાનની મહત્તાની મને માહીતી આપી તે દાનનું નામ નિવેદન કરશો? મને લાગે છે કે હું ધારું છું તે તો નહિ હોય?

વિમળપ્રસાદ—કહો જોઈએ.

દામુદલાલ—હું શાળામાં ભણુતો હતો તે દિવસનું યાદ છે કેઃ—
" નિર્જળ ગામ નવાણુ ગળાવો, વાવ કુવા નદી તીર તળાવો;
" શોધી જૂનાં, ફરી સધ સુધારો, તે ધનના ધણી! ધર્મ તમારો."

વિમળપ્રસાદ—ઉત્તમ છે, પણ હું આપને એમ કહું છું કે આવી ઉત્તમ શિક્ષા દઈ શકવાનું સામર્થ્ય જે દાનવડે આવે છે, તેવું દાન આપ વિશેષ પસંદ નહિ કરો?

દામુદલાલ—શા માટે નહિ? બોલો,

વિમળપ્રસાદ—વાવ, કુવા ને તળાવોને મઠારવામાં જીવનની હંમેશની તૃષા છીપાતી નથી.

દામુદલાલ—નહિ જ.

વિમળપ્રસાદ—તો હંમેશની તૃષા છીપાય તેવા દાનને આપ વિશેષ પસંદ નહિ કરો?

દામુદલાલ—શા માટે નહિ? કહો.

વિમળપ્રસાદ—ત્યારે શેઠ! એ દાન તો વિલાસ વૈભવના ભોગ ભોગવવાનું તામસી દાન નહિ, અને ભિક્ષુકોને ભિક્ષુકો જ રાખવા જેવાં અન્નદાનો નહિ, પણ જન્મ, જીવન અને મૃત્યુનું ખરૂં ભાન કરાવી કલ્યાણુપંથે દોરનાર અવિચળ એવા વિદ્યાદાનને અંગે આપના દ્રવ્યનો વ્યય કરવાની સલાહ સંભળાવવા આવ્યો છું.

દામુદલાલ (વિચાર કરીને):—ભણશે તે જ તરશે, નહિ ?

વિમળપ્રસાદ—એમાં શક શો ? જ્ઞાનગંગામાં સ્નાન કરનાર અને કરાવનાર ઉભયનું શ્રેય થશે શેઠ! ભણવામાં ઉત્સાહી પણ આર્થિક-સ્થિતિ તંગ હોવાને લીધે ભગ્નાશ બનતા બાહોશ વિદ્યાર્થીઓને વિદ્યા શિખવા ઇચ્છનારને નાણાં આપી વિદેશ મોકલો; સદાવ્રતોથી ઉભરાઈ જતો દેશ જ્યારે વિદ્યાવ્રતોથી પ્રપૂર્ણ બનશે ત્યારે જ તે અધોગતિના માર્ગમાંથી મુક્ત થઈ ઉન્નતિ પામશે. બદલાયલા જમાનાને અવલંબી, જૂના કાળની દાનની રીતિમાં સુધારો કરશો તો દાન સન્માર્ગે વપરાશે.

દામુદલાલ—ભૂખણ ભોગીની ભોગ ભોગવવાની સલાહની અને બ્રાહ્મણની બ્રહ્મભોજનાદિની સલાહની અવગણના કરીને, વિમળ-પ્રસાદ! તમારી સલાહનો સ્વીકાર કરું છું. મારા દ્રવ્યનો ઉપયોગ વિદ્યોત્તેજક ફંડમાં થાય તેવું જ વિલમાં લખીશ. કેમકે વૈભવ–ભોગથી તો તૃષ્ણા વધ્યે જાય છે, અને અન્નદાન ક્ષણિક ભૂખ ભાગનારૂં છે. વિદ્યાદાન ચિરસ્થાયી અને ખરૂં કલ્યાણક છે તમારી વાત અક્ષરશઃ મારે ગળે ઉતરી છે અને તમારી સલાહનો સ્વીકાર થયા બદલ આપવાના રૂ. ૫૦૦૦) ના ઇનામ ઉપરાંત બીજી રકમ આપવા તમને વચન આપું છું. સલાહનું પરિણામ છાપામાં પ્રસિદ્ધ કરાવું છું.

વિમળપ્રસાદ—આપની યથારુચિ, હવે રજા લઉં ?

દામુદલાલ—કાંઈ વિશેષ ?

વિમળપ્રસાદ—એટલું જ કે પેલું તમારૂ ગીત 'વસુ વિના નર પશુ' ભુલી જશો (ગજવામાંથી કહાડીને) અને લ્યો, આ ગીતને હવેથી જીવનના તાર સાથે વણી લેશો. (બન્ને સહર્ષ ગાય છે):—

(સંગીત.)

વિદ્યાહીન નર પશુ, જગતમાં વિદ્યાહીન નર પશુ—
ખર્ચ્યે ન ખુટે, ચોર ન લૂંટે, અખુટ વિદ્યા વસુ—જગતમાં૰
કીર્તિદાતા છે ગુરુ—ત્રાતા, તેથી જ સુખીઆ થશું—જગતમાં૰
વિદ્યાનાં સન્માન સમિપે, પૈસાનું નહિ ગજુ—જગતમાં૰
પૈસો ચંચળ, વિદ્યા અવિચળ, વિદ્યામાં મન ઠસ્યું—જગતમાં૰

કેશવ હ. શેઠ.

# (૧૧) અકબર પાદશાહનો દરબાર.

સ્થળઃ—લાહોર. સમયઃ—ટોડરમલના મૃત્યુ પહેલાંને વખત.

પાત્રોઃ—દિલ્હીનો પાદશાહ અકબર, ટોડરમલ, કાજી, માનસિંહજી, ખાનખાનાન, અબુલફજલ, ફૈજી, પંડિતજી, બીરબલ, વગેરે અમીરો, પશ્ચિમનો દિગ્પાળ અને છડીદાર.

છડીદાર—ખુદાવંદ, ખુદાએગાન, શહેનશાહ અકબરશાહ બહાદુરને ઘણી ખમા! ( અકબર રાજ્યાસને બેસે છે. )

અકબર—મ્હારા રાજ્યના સ્તંભો! આજની દરબારમાં તમે બધા અમલદારો ખુદાની મહેરબાનીથી અહીં લાહોરમાં ભેગા થયા છો, તે જોઈ મને બહુ આનંદ થાય છે. કેમ ટોડરમલ! વસુલાત ખાતાની શી ખબર છે?

ટોડરમલ—ઝહાંપનાહ! લગભગ ચારસેં વરસ થયાં અનેક જંજાળોમાંથી પસાર થતી રૈયત આપની વ્યવસ્થિત રાજ્યનીતિથી મોજ માણે છે. મુગલ શહેનશાહતના બધા વિભાગો હવે બરાબર

ગોઠવાઈ રહ્યા છે, અને જમીનની માપણી કરી મહેસુલના આંકડા ચોક્કસ કર્યા છે. જમાબંધી અને જકાત ખાતાની સરળતાથી તથા જજીયાવેરો અને જાત્રાવેરો કાઢી નાંખવાથી બધી હિંદુ રૈયત સુખમાં મગ્ન રહે છે. તમામ રૈયતની આબાદાની વધારવા માટે લોકોપયોગી ખાતાં પાછળ સારો ખરચ કરવામાં આવે છે; અને રાજ્યની તિજોરી રૈયતના ભલા માટે જરા પણ સંકોચાતી નથી.

અકબર—કેમ, કાજી સાહેબ, ન્યાય ખાતાની શી ખબર છે?

કાજી—હજુરે આલી! જ્યાં ચોર અને શાહનો ન્યાય એક રીતે થતો, જ્યાં દુષ્ટ હકિમોના શબ્દ તેજ લોકોનું ભવિષ્ય ગણાતું, જ્યાં સ્વાર્થને જ સર્વ સત્તા સોંપાતી, ત્યાં આજ આપના નિર્મળ ન્યાયરૂપી સૂર્યનો ઉદય થયો છે, અને સર્વ અંધકાર નાશ પામ્યો છે. બધે ઠેકાણે રૈયતને ખરો ઇનસાફ મળે છે, અને દિવસે દિવસે ગુન્હેગારોની સંખ્યામાં ઘટાડો થતો જાય છે.

અકબર—કેમ માનસિંહજી! આપણા લશ્કરની શી ખબર છે?

માનસિંહ—નામવર શાહ! જ્યારથી આપે મુસલમાનો અને રજપુતો વચ્ચે વેરભાવને દોસ્તીના રૂપમાં ફેરવી નાંખવાનો આરંભ કર્યો છે, ત્યારથી ઘણા શૂરા રજપુતો આપની સાથે જોડાયા છે. યા હોમ કરી ગમે તેટલા ઘા શરીર પર પડ્યા હોય છતાં હિંમત રાખી જીવ જતાં સુધી યુદ્ધમાં અડગ રહેનારા ઘણા રજપુતો આપણા લશ્કરમાં જોડાયા છે. તેમના સહવાસથી આપણું લશ્કર વધારે પરાક્રમી થતું જાય છે, અને તમામ યોદ્ધાઓ રાજ્યને માટે જીવ આપવા હંમેશાં તત્પર રહે છે.

અકબર—આપણું લશ્કર અને તેના સરદારોની બહાદુરીથી મને સંતોષ થાય છે. જો કે ચિતોડનો પ્રતાપ ઘણાં વરસ થયાં

શ થયો નથી, શૂરવીર જયમલનો નાશ પણ માત્ર યુક્તિથી જ
ઈ શક્યો હતો, અને ચાંદબીબી જેવી સ્ત્રીજાત સાથે લડતાં પણ
ણી મુશ્કેલીઓ વેઠવી પડી હતી, છતાં આપણા લશ્કરે બીજે ઘણે
ણે ઠેકાણે બહાદુરી બતાવીને જે વિજય મેળવ્યા છે, તે ઘણા
તોષકારક છે. પણ વારૂ ખાનખાનાન! સિંધની શી હકીકત છે?

ખાનખાનાન—પાદશાહ સલામત! ભખ્ખરના આપણા હાકેમ
સાથે મીરઝાં જાનીબેગ વખતોવખત તકરારો કરતો હતો. તેણે
પોતાની હઠ છોડી નહિ, તેથી આપણે તેની સાથે બે લડાઈઓ કરવી
પડી છે. બીજી ઉનડપુરની લડાઈમાં આપણા બહાદુર સરદારોએ તેને
જીવતો પકડ્યો છે, તેને આપની સામે રજુ કરીએ છીએ. ઝહાંપનાહ!
જાનીબેગની લડવાની બહાદુરી અને દૃઢતા જોઈને હું રાજી થાઉં
છું. એવા મર્દને મારવા કરતાં જીવતદાન દેવાની હું સિફારસ કરૂં છું.

અકબર—જાનીબેગ! તારી બહાદુરી ઉપર હું ખુશી થાઉં છું,
અને ખાનખાનાનની સિફારસ ધ્યાનમાં રાખી તને સિંધનો હાકેમ
નીમું છું. મારી અને તારી બન્નેની નસોમાં તુર્કસ્તાનના મુલકોનું
લોહી વહે છે તે ભૂલતો નહિ. મારે પગલે ચાલી રૈયતને સુખી રાખ-
વામાં જાગતો રહેજે, અને હંમેશાં નિયમસર ખંડણી મોકલવામાં
ઢીલ કરીશ મા.

કેમ અબુલફજલ! પેલાં બધાં પુસ્તકોના ફારસી તરજુમા
તૈયાર થઈ ગયા છે કે?

અબુલફજલ—ખુદાવંદ! તમામના તરજુમા તૈયાર છે, વળી
જ્યારે જ્યારે રાજ્યના કામમાં ફુરસદ મળે છે, ત્યારે મારા લખેલા
ઇતિહાસને બરાબર ગોઠવવાનું કામ કરૂં છું.

અકબર—કેમ ફૈઝી! પેલા ગોવાના પાદરીને અને નવસા-

રીના જરથોસ્તીને આજે સાંજની કચેરીમાં આવવાની ખબર આપી છે કે ?

ફૈઝી—ખુદાવંદ! તેમને પણ બીજા તમામ ધર્મના વડાઓની સાથે આજે સાંજની સભામાં આવવાનું કહેણ મોકલ્યું છે. મને, અબુલફઝલને અને બીરબલને એવી ચર્ચા સાંભળવાનો શોખ આપ નામદારના જેટલો જ છે. હિંદુ કે મુસલમાન અથવા જરથુસ્ત કે ઈસાઈ અને બીજા તમામ ધર્મો એક જ ખુદાને મળવાના જુદા જુદા રસ્તા છે, એ વાત એવી ચર્ચાઓથી બરાબર સમજાય છે.

અકબર—કેમ પંડિતજી! હિંદુ લોકો મારા રાજ્યમાં સુખ–શાન્તિ ભોગવે છે કે ?

પંડિતજી—નેકનામ! જેમણે ધર્માંધપણાને વશ થઈ પરધર્મીઓના ઉપર કેર વર્તાવ્યો છે, તે સર્વને મળેલાં ફળ ઇતિહાસની આરસીમાં ચોકૂખાં દેખાઈ આવે છે, ધર્મ સંબંધી જુલમને બદલે આપની સભામાં જ દરેક ધર્મવાળા હંમેશાં પોતપોતાના મતની ચર્ચા છૂટથી કરી શકે છે. આપના ઉદાર દીલનો એ દાખલો ભવિષ્યની પ્રજા ઇતિહાસમાંથી જોશે.

અકબર—કેમ બીરબલ! લોકોની આબાદી માટે કરેલી કોશીશોનાં પરિણામ તને કેવાં જણાય છે ?

બીરબલ—ખુદાવંદ! દેશમાં બધે વિદ્યાકળાને ઉત્તેજન અપાય છે, દિવસે દિવસે હુન્નર અને ઇલ્મની કદર લોકોમાં વધારે બુઝાતી જાય છે, અને જંગલી રિવાજો ઓછા થતા જાય છે. મુસાફરી અને વેપારની સગવડ માટે ઘણે ઠેકાણે રસ્તાઓ બાંધવામાં આવ્યા છે, અને નહેરોથી ઘણે ઠેકાણે દેશની આબાદીમાં વધારો થયો છે. લોકોપયોગી ખાતામાં આપના તમામ અમલદારો અને હાકેમો તથા આપની

રૈયત, સર્વે પોતપોતાનો અરસ્પરસનો સંબંધ પેટ અને શરીરના બીજા અવયવોના સંબંધ જેવો સમજે છે અને તેથી બધે ઠેકાણે સુખશાન્તિમાં વધારો થતો જાય છે.

અકબર—મારે તો ૧૪ વરસની નાની ઉમરમાંથી ખુદાએ જે ફરજ મારે માથે નાખી હતી, તે ફરજ મેં પુરેપૂરી કાળજીથી ને પાક દીલથી બજાવી છે, એમ ભવિષ્યની પ્રજા મારે માટે કહેશે. મારી પાછલી જિંદગીમાં એ મને શાન્તિરૂપ થશે.

પશ્ચિમનો દિક્‌પાળ—( સ્વગત ) અકબર પાદશાહ ખરેખર તું કહે છે તેમજ થશે; પરંતુ તારામાં પણ કેટલાક દોષો છે. જો કે તારા સદ્‌ગુણોથી એ દોષો ઢંકાઈ જાય છે, છતાં આગળ ઉપર તારા ઘણા સદ્‌ગુણોના ભીતરમાં ઢંકાયલા થોડા દોષોને પણ ભવિષ્યની પ્રજા ઇતિહાસની આરસીમાંથી જોશે જ. ચિતોડના ઘેરા વખતે જય-મલને મારવાનો પ્રપંચ અને એવા થોડા દાખલા સિવાય તારી કીર્તિ અમર જ રહેશે. તારી ઓલાદ જો તારે રસ્તે ચાલીને, તાબાનાં રાજ્યો અને રૈયતને તારા કરતાં વધારે સારૂં સુખ આપશે, તો મુગલ શહે-નશાહતની ઇમારતને કદી પણ નુકસાન પહોંચવાનું નથી પણ આહા ! ભવિષ્યની ખુબી ઓર જ છે ! ! તારી ઓલાદને મળેલી તકનો લાભ તે લઈ શકશે નહિ. મુગલ શહેનશાહતનો મધ્યાહ્ન તારા પ્રપૌત્ર ઔરં-ગઝેબના સમયમાં તપશે; પરંતુ અનેક છળ, પ્રપંચ અને ધર્માંધ-પણાની દુષ્ટતાના તાપથી રૈયતનાં હૃદય અકળાશે, અને એ અકળા-મણનો અવાજ ખુદાની દરબારે પહોંચી, મુગલાઈ શહેનશાહતને નબળી પાડી દેશે. તારી ઓલાદનો છેલ્લો માણસ સ્ત્રીઓ અને બાળકોના નિર્દોષ જીવોને રીબાવનારાનો મદદગાર થઈ મુગલ શહેનશાહતનો પુરેપુરો અંત આણશે, અને તેને પરિણામે તારા કરતાં ન્યાય અને

સદ્ગુણમાં ઘણી જ વધારે આગળ પડતી મારી પશ્ચિમની પ્રજા હિન્દનું ચક્રવર્તી રાજ્ય ભોગવશે. હિંદુસ્તાનની પ્રાચીન રાજધાની દિલ્હીને માટે જે લોહી રેડાયાં છે તેનો ત્યારે જ અંત આવશે, અને દિલ્હીની સત્તા કલકત્તે જઈ, પાછી દિલ્હી આવી ઇંગ્લંડના લન્ડન શહેરમાંથી શાન્ત અને સુખમય પ્રકાશ આપશે.

( ગુજરાત શાળાપત્ર, લેખક:-મોહનલાલ પ્રભાશંકર ભટ્ટ. )

# (૧૨) મયણલદેવીનો ન્યાય.

નોંધ—ગુજરાતનો સોલંકી રાજા કરણદેવ પરલોકવાસી થવાથી રાજ્યનો સઘળો કારભાર મયણલદેવીને માથે આવી પડયો.

ધોળકામાં મલાવ નામનું મોટું તળાવ બાંધવાનો તેણે હુકમ આપ્યો હતો. તળાવને માટે જે જગા મુકરર થઈ તેમાં એક બાઈનું ઘર આવતું હતું, તે લીધા સિવાય તળાવનો આકાર જોઈએ તેવો શોભીતો થતો નહોતો. ધોળકાના અધિકારીઓએ બાઈને બહુ સમજાવી અને કિંમત કરતાં વધારે પૈસા આપવા માંડયા, તોપણ તેણે ઘર આપવાની ચોકખી ના પાડી.

પાત્રો:—મયણલદેવી-ગુર્જરેશ્વર કરણદેવની પટરાણી અને સિદ્ધરાજ જયસિંહદેવની જન્મદાત્રી.

પ્રધાન, રાજ્યના અન્ય અધિકારીઓ, અને પાછળથી ધોળકાનો સ્થાનિક અધિકારી.

સ્થળ:—મેદાન, તંબુમાં રાણીએ ભરેલો દરબાર.

( ધોળકાનો અધિકારી રાણીના તંબુમાં પ્રવેશ કરે છે, અને વિનયપૂર્વક નમન કરી યોગ્ય સ્થાને બેસે છે. )

**મયણલદેવી**—( ધોળકાના સ્થાનિક અધિકારી પ્રત્યે )–ધોળકામાં તળાવ બંધાવવા સંબંધમાં હવે શો વાંધો છે?

**અધિકારી**—તળાવ માટે જે સ્થળ નક્કી કર્યું છે તે ભાગમાં એક બાઈનું મકાન આવે છે. તે બાઈ નહિ આપવાની હઠ પકડી રહી છે, અમે બાઈને બહુ સમજાવી અને કિંમત કરતાં વધારે પૈસા આપવા માંડયા, તોપણ તેણે ઘર આપવાની ચોકખી ના પાડી. તે બાઈ કોઈ રીતે માનતી નથી, તો પછી તે અડચણ કરતું ઘર જબરાઈથી કબજે લેવું જોઈએ. કેમકે સરકારી કે લોક ફાયદાના કામમાં રૈયતથી વાંધો ઉઠાવી શકાય નહિ. ( રાણીએ કંઈ પણ ઉત્તર ન આપતાં તે બાઈને તેડાવી મંગાવી. )

( બાઈ પ્રવેશ કરે છે. )

**મયણલદેવી**—કેમ બાઈ, તમારૂં ઘર તમે અમારા અધિકારીઓ તમને માગ્યું મૂલ આપે છે, છતાં નહિ આપવાનું શું કારણ છે તે સમજાવશો?

**બાઈ**—માયાળુ માતુતુલ્ય મહારાણી, આપે કોઈ જાતનો સખ્તાઈ ભર્યો હુકમ નહિ કરતાં મને બોલાવી આપ કારણ પુછો છો તેને માટે હું આપને જેટલો ધન્યવાદ આપું તેટલો ઓછો છે, અને સવિનય જણાવવાની રજા લઉં છું કે મારૂં ઘર આપવાને હું બીલકુલ રાજી નથી.

**મયણલદેવી**—બાઈ, તમે માગો તેટલી કિંમત તમારા ઘરની આપવા તૈયાર છું, કેમકે તમારૂં ઘર લીધા સિવાય તળાવનો આકાર બગડે છે, માટે તમે જક છોડી દઈને ઘર અમારે હવાલે કરો.

બાઈ—કૃપાવંત, આપ લાખ રૂપીઆ આપો, તોપણ મારે ઘર આપવું નથી.

મયણુલદેવી—( જરા ગુસ્સો લાવી ) તમે આમ માનતાં નથી, તો આખરે અમારે જબરાઈથી તમારૂં ઘર લેવું પડશે.

બાઈ—(ધીમેથી ઉત્તર આપ્યો)—હું મારૂં ઘર રાજી ખુશીથી આપવાની ના પાડું છું. તેમ છતાં સરકાર સખ્તાઈથી તે પડાવી લેવા ધારતી હોય, તો તેમ કરવાને તે મુખત્યાર છે.

મયણુલદેવી—( થોડી વાર વિચાર કર્યા પછી )–તમે પૈસાથી લલચાવાનાં નથી. અમારા અધિકારીઓએ ઘણું સમજાવ્યા છતાં તેમનું કહ્યું માનતાં નથી; અને અમારૂં કહેવું પણ લક્ષમાં નહિ લેતાં આમ જક કરો છો. તેનું ખરૂં કારણ શું ? તે મને નીડરપણે જણાવો.

બાઈ—હે દયાનીધે ! જેની ન્યાયવૃત્તિ દેશોદેશમાં વખણાય છે. તે કૃપાળુ રાણી મારા જેવી ગરીબ સ્ત્રી ઉપર જુલમ ગુજારીને મારી મરજી વિરુદ્ધ મારૂં ઘર નહિ પડાવી લે એવી મને ખાતરી છે. આપ નામદાર આ કામમાં કેવો ઇન્સાફ આપો છો તે મારે જોવું છે.

મયણુલદેવી—સરકારી કે સાર્વજનિક કામને માટે જમીન જોઈએ તે સરકાર કોઈ પણ રીતે લેવાને મુખત્યાર છે. વાજબી કિંમત આપીને સરકાર તમારૂં ઘર લે, તેથી અન્યાય થતો નથી.

બાઈ—આપ સાહેબ કહો છો તે ખરૂં હશે, પરંતુ કોઈનું મન દુભવીને જમીન લેવી તેને હું તો અન્યાય જ સમજું છું.

( બાઈનાં વચન સાંભળીને મયણુલદેવી ભારે વિચારમાં પડી ગઈ. )

મયણુલદેવી—(સ્વગત)—નાણાંથી ન લલચાતાં અને રાજ્યસત્તાથી નહિ ડરતાં બાઈ આટલી બધી હઠ લે છે, તો તેનું કંઈ વિશેષ કારણ હોવું જોઈએ. એમ લાગવાથી તેણે બાઈને કહ્યું કે—

**મયણુલદેવી**—(પ્રત્યક્ષ)—બાઈ, તમે જે દલીલો બતાવો છો તે ઠીક છે, પરંતુ તમે આથી આગ્રહ પકડો છો તેમાં કંઈ પણ ખાસ હેતુ હોવો જોઈએ; માટે તે હેતુ તમે મને જલદી સ્પષ્ટ જણાવો.

બાઈ (પ્રસન્ન મુખે)—હે રાજમાતા, આપની અગાધ તર્કશક્તિ જોઈ મને ઘણો જ આનંદ થાય છે. જેવી રીતે માન સરોવર બંધાવીને આપ અમર નામ કરવા માગો છો. તેવી રીતે હું ઘર નહિ આપું તો સરોવરનો આકાર ખોડીલો રહેવાથી મારૂં નામ પણ અમર થશે.

**મયણુલદેવી**—બાઈ, તમારા રાજ અમલથી નહિ અંજાતા નીડર જવાબથી મને સંતોષ થયો છે, લોકહિતનું કાર્ય કરતાં પણ તમારા પ્રત્યે મારી દયાળુ અને ન્યાયી લાગણીને લઈને તમારૂં ઘર જેમનું તેમ તળાવની સાથે રહેવા દેવાનો હું મારા અધિકારીને હુકમ આપું છું. માટે હવે તમે નિશ્ચિતથી તમારા મકાનમાં રહો.

**મયણુલદેવી**—( અધિકારી પ્રત્યે )—આ બાઈનું મકાન હાલ જ્યાં છે ત્યાં જ રહેવા દેવું, અને તેથી તળાવના આકારમાં ખાંચો પડે તોપણ અડચણ નહિ, પરંતુ આ બાઈને કશી પણ અડચણ થાય નહિ.

ધોળકાના લોકો હજુ પણ કહે છે કે ન્યાય જોવો હોય, તો જુઓ મલાવ.

( કન્યા વાંચનમાળા પુ. ૩ ના પાઠ ૨૧ માંથી ફેરફાર સાથે. )

---

# (૧૩) બ્રહ્મચારી અને સિદ્ધરાજ જયસિંહ.

**નિજાનંદ તથા આત્માનંદ—પદ. રાગ પ્રભાત.**

જિજ્ઞાસુ જોને જાગીને, શાસ્ત્ર–નગારાં વાગેરે,

અજ્ઞાન-તિમિર નાશ થશે ઝટ, અનુભવ-રવિ છે આગેરે. (ટેક)
અનુભવ-રવિના ઉદય પહેલાં, આનંદ-પવન વાય વહેલા;
શાન્તિ-સરિતા લે છે હેલા, તે અનુભવિ ભય ભાગેરે. જીજ્ઞાસુ૦
ત્રિવિધિ તાપનો ભાસ ન ભાસે, હૃદય-કમળ-કળિ ભરિ શુભ વાસે;
અનુભવ ઉદયે વિકસિત થાશે, તે નિરખે જે જાગેરે. જીજ્ઞાસુ૦
અનુભવ-રવિના જ્ઞાન-કિરણુથી, સ્વરૂપ જણાશે તે શકું ન કથી;
નેતિ કહી વર્ણ્યું નિગમથી, જ્યાં નહિ રાગ વિરાગેરે. જીજ્ઞાસુ૦
અનુભવ-રવિના પૂર્ણ પ્રતાપે, વિજ્ઞાન-અનળ પ્રકટે આપે,
કર્મ-કાષ્ટનું મૂળ ઉથાપે, શું ત્યાગે શું માગેરે. જીજ્ઞાસુ૦
અનુભવ-રવિ, પણ છાએ છાયો, ગુરુગમ વિણુ કોથી ન જણાયો,
છાય-પટાન્તર ગુરુથી હટાયો, તત્ત્વ પમાયું ત્યાગેરે— જીજ્ઞાસુ૦

**શ્રી પરમાત્મા સદ્‌ગુરુકી જય.**

નિજાનંદ—પ્રિય ગુરુ-બંધુ! હજી તો ચાર ઘટિકા રાત્રિ અવશેષ છે એમ આકાશમાં નક્ષત્રાદિની સ્થિતિ પરથી જણાય છે. આ પૂર્ણિમાની રાત્રિનો ચંદ્ર પોતાની પૂર્ણ કળા વડે કેવો શોભે છે! પોતે સંપૂર્ણ કળાવાન છતાં પણ કોઈ કૃપાળુ ગુરુની સમાન અતિ શીતળ સ્વભાવને તે ધારણ કરે છે. તોપણ વિદ્યાને ગ્રહણ કરવામાં અકુશળ એવા વિદ્યાર્થીઓની પેઠે કેટલાક થોડા તેજવાળા ગ્રહો સ્વાભાવિક રીત્યે ક્ષોભ પામેલા ભાસે છે.

આત્માનંદ—વરિષ્ઠ ગુરુ-બંધુ! આપના આ ભાષણે મારા મનમાં આનંદ તથા શ્રી સદ્‌ગુરુનું સ્મરણ એ બન્નેની ઉત્પત્તિ કરી. આપણા પરમપૂજ્ય શ્રીમન્ પુરુષ પંચાનનાચાર્ય ભગવાનના સમાચાર હમણાના કોઈ પણ યાત્રાળુઓએ કહ્યા નથી. આથી મારૂં મન ગુરુચરણાભિમુખ થઈને દ્રવીભુત થાય છે.

**નિજાનંદ**—કોમળ અંતઃકરણવાળા પ્રિય બંધુ! એ તમારા સત્કર્મથી શુદ્ધ થયેલા સંસ્કારોનું પરિણામ છે. પરમ તીર્થરૂપ શ્રી સુભટક્ષેત્રથી આવેલો કોઈ પણ તીર્થાટન કરનાર ત્યાગી કે ગૃહસ્થ આપણને હમણાનો મળ્યો જ નથી એટલે.....

(આમ બોલે છે એટલામાં શિવાલયની બહાર ઘોડાની ખરિયોના અવાજ થાય છે તે સાંભળી) કોઈ મનુષ્યો અત્રે આવે છે એમ જણાય છે.

(સિદ્ધરાજ તથા તેના માણસો એક માણસને તેમનાં હથિયાર બહાર સોંપીને શિવાલયમાં પ્રવેશ કરે છે.)

**સિદ્ધરાજ**—(પ્રથમ હાથ જોડી શિવલિંગ તરફ જઈને)

श्लोक.

**कर्पूरगौरं करुणावतारम् । संसारसारं भुजगेन्द्रहारम् ॥**
**सदा वसन्तं हृदयारविन्दे । भवंभवानीसहितं नमामि ॥ १ ॥**

(પેલા બ્રહ્મચારી તરફ જોઈને) સર્વ સાધુ પુરુષોનો સેવક હું સિદ્ધરાજ આપ બન્ને વેદાભ્યાસી મહાત્માઓને નમસ્કાર કરું છું.

**નિજાનંદ તથા આત્માનંદ**—(આશીર્વાદ મુદ્રા કરીને) ગુર્જર ધણી સૌભાગ્ય! સદ્દગુરુ પરમાત્મા આપનું નિરન્તર શ્રેય કરો! આપનો વિજય થાઓ! આપને અત્રે શિવદર્શને આવવાનો નિત્યનિયમ હશે.

**સિદ્ધરાજ**—રાજ્યલોભમાં નિમગ્ન થયેલી મારી વૃત્તિ કોઈ પણ પ્રકારનો નિત્યનિયમ ગ્રહણ કરી નિભાવવાને અસમર્થ છે. મહારાજ! હું જતો હતો તો દૂર મૃગયાએ, પણ આપે ગાયેલા ભજનનો સ્વર મારે કાને પડવાથી હું અત્રે આવ્યો છું. મેં જાણ્યું કે કોઈ વિદેશી સાધુ પુરુષો આવ્યા હોય તો તેમનાં દર્શનનો લાભ લેતો જાઉં. અમસમ રજોગુણ પ્રધાન પ્રકૃતિવાળા પુરુષો નિવૃતિસુખ અ-

નુભવી શકતા નથી માટે તેઓએ તો આપના સમાન સાત્વિક વૃત્તિ-વાળા સાધુ પુરુષોના દર્શનદ્વારા જ કૃતાર્થ થવું જોઈએ. સેવકને કોઈ પ્રકારની સેવા બતાવશો તો હું કૃતાર્થ થયો એમ સમજીશ.

નિજાનંદ—રાજેન્દ્ર! આપ વિવેકી છો. અમારે તો આ સ્થળે એકજ રાત્રિ ગાળવી હતી તે પ્રમાણે ચાર ઘટિકા દિવસ ચડયે અમો અત્રેથી પ્રયાણ કરી જઇશું. જેમાં દેવરાજ ઇન્દ્રનો અંશ છે એવા આપ નરેશ ચૂડામણિએ દર્શન દીધાં એથી સર્વ પ્રકારે સેવા કરી એમ અમો સમજીએ છીએ.

સિદ્ધરાજ—વેદમૂર્તિ મહાત્મા! હું રંક ઉપર આપની અનવધિ કૃપા છે. નિઃસ્પૃહ મહાત્માઓને કશાની જરૂર નથી રહેતી. મહારાજ! પણ આપની મારે સ્પૃહા છે માટે આપની પાસેથી ઉપદેશનાં બે વચ-નની આશા રાખું છું. રાજાઓએ ગ્રહણ કરવાની શુભનીતિ શી છે અને તેમનું અશુભ કરનાર કયું આચરણ છે તે કૃપાળુ થઈને કહેશો એવી મારી યાચના છે.

નિજાનંદ—હે સુજ્ઞ નરેન્દ્ર! મનુષ્ય જાતિમાં જન્મેલાં હરેક પ્રાણીને માટે સુખકર નીતિ આપણા શાસ્ત્રકાર દર્શાવી ગયા છે. તે એ છે કે—

मातृवत्परदारेषु परद्रव्येषुलोष्टवत्।
आत्मवत्सर्वभुत्तेषु यः पश्यतिसपश्यति ॥

અર્થાત્ જે પુરુષો પરસ્ત્રીને માતા સમાન જાણે છે, તથા પા-રકા ધનને માટીના ઢેફા જેવું ગણે છે અને સર્વ જીવોને વિષે પોતે પોતાપર રાખે છે તેટલી જ દયા રાખે છે તે જ પુરુષ આ જગત્માં દેખતા છે અને બાકીના સૌ આંધળા જ છે. આ ત્રણ વાર્તામાંની પ્રથમ વાર્તા જે પરનારીને માતા સમાન ગણીને ચાલવું એતો પૃથ્વીના

પાળનાર રાજાએ બહુ જ ધ્યાનમાં લેવા જેવી છે. રામચંદ્ર, હરિશ્ચંદ્ર અને વિક્રમાદિ પુરાતન મહારાજા પરનારીના પિયર તરીકે જગત્માં પ્રખ્યાતિ પામ્યા છે, અને એમનાથી વિપરીત નીતિને અંગીકાર કરનાર રાવણાદિ ઘણાએ રાજાઓનાં મૂળ ગયાં છે. માટે હે શૂરવીર જયસિંહદેવ, આ વાર્તાને ધ્યાનમાં રાખી વર્તજો અને જગત્ વિજયની સાથે વાસ્તવ સત્કીર્તિને જોડજો. અમે જાતે જ બ્રહ્મચારી છીએ માટે આપને પત્નીવ્રતરૂપ બ્રહ્મચર્યનો જ ઉપદેશ કરવાનો અનુભવ ધરાવીએ છીએ. અધિક અનુભવ તો હજી જ્યારે કૃપાળુ ગુરુ અમને આપે ત્યારે ખરા.

સિદ્ધરાજ—આપે મારા સારૂ જે શ્રમ લીધો તેને માટે હું આપનો ઘણો આભારી છું. આપને આજે પ્રયાણ કરવું છે માટે નિત્યકર્મ કરવાનો વિલંબ થાય છે તેથી હું આપ બન્ને સત્પુરુષોને પ્રણામ કરી અત્રેથી જવાની આજ્ઞા માગુંછું (પ્રણામ કરે છે.)

નિજાનંદ તથા આત્માનંદ—સર્વેશ્વર આપને સદા આનંદમાં રાખો. ગુર્જરભૂમિને આપ અખંડ શોભાવો, (સિદ્ધરાજ તથા તેના માણસો સર્વે જાય છે.)

(શ્રી યશોમા ખેલન)

---

# (૧૪) ધનવાનોના ધર્મ.

---

પાત્રો—રત્નકલા, માલતી, જયદેવી, પદ્માવતી.

જયદેવી—ગળ્યો ગર્વ રાવણ રાજાનો, મોટાઈ નહિ નભી રહી;
રામાવતારે રાક્ષસ કુળનો, વિનાશ કીધો દુઃખ સહી.
કુદરત પણ કેવી પ્રતિકૂળ થઈ, જળ ઉપર પત્થર તરીઆ;

વાનર સૈન્યથી પ્રૌઢ પરાક્રમ કરીને સાગર ઉતરીઆ.

**માલતી**—પ્રિય બેન જયદેવી, ઉભાં રહો, હું પણ સરોવર પર આવું છું.

**જયદેવી**—( જરા ચમકીને પાછું જોતાં ) અહા !! આ તો મનહરરાયનાં પુત્રી માલતી! ભલે પધારો. માલતી બેન, આપણે સાથે જ ચાલીએ.

**માલતી**—જયદેવી, હમણાં તમે જે ગીત બોલ્યાં, તે સાંભળવાની મારી ઇચ્છા છે; માટે ફરીથી બોલો.

**જયદેવી**—બેન, એતો સહજ. મોટાઇના ગુમાન વિષે મારા પિતાજીએ એક કાવ્ય બનાવ્યું છે, તેની એક કડી મને યાદ આવી, તે હું બોલી.

**રત્નકલા**—(સ્વગત) ઓહોહોહો ! વળી આ જોને, મોટાઇ શું છે તે જાણતી નથી, અને નકામી ટાયલું કરતી દોકડાબદામની ડાહી થવા જાય છે. (પ્રકાશ) જયદેવી શાં ડહાપણ ડોળવા માંડયાં છે? વળી કહે તો ખરી. માલતી, તારી ડાહી ડાહી વાતોથી ખુશી થનારી બીજી તને મળેય કોણ ?

**માલતી**—હા શાણાં બેન, તમારા જેટલું જ્ઞાન તો અમે કયાંથી લાવીએ ? તમારા પિતા ધનવાન તેથી મોટાઇનાં માન તો તમે જ સમજો. અમે મોટાઇ જોઇએ નથી, તો તેનું ગુમાન તો અમને કયાંથી જ હોય ?

**જયદેવી**—શાન્ત, બેન માલતી! રત્નકલાના પિતા ધનવાન છે, એટલું જ નહિ, પણ અધિકારવાળા પણ છે. રત્નકલાને દુ:ખનું સ્વપ્ન પણ હજુ થયું નથી. હરતાં ફરતાં, ખાતાં પીતાં, બેસતાં ઉઠતાં સઘળી વખતે એમણે મોટાઇનિ મોટાઇ જ જોઇ છે. એટલે એ બાબતનું એમને

અભિમાન છે, એવું આપણાથી કેમ કહેવાય ? સદા શીતળતામાં રહે-નારને પ્રખર તાપનું ભાન ક્યાંથી હોય ? સદા નવાં નવાં ભોજન જમનારને ભૂખ્યાના દુઃખની શી ખબર ?

રત્નકલા—લે, હવે બસ કર! એક બોલ બોલતામાં હજાર સામા બોલી મને થકવી દેવાની તમને ટેવ જ પડી છે, જ્યાં ત્યાં એ જ પ્રમાણે કરો છો. તે દિવસે નિશાળમાં હું જરા કહેવા ગઈ, કે "હું આવાં કપડાં તો હું પહેરૂં જ નહિ" એટલામાં તો તમે બધાં હસી પડયાં, અને લલિતા મહેતીએ મને લાખસે વાનાં કર્યાં. જેને ન મળે તેના ભોગ. અમે શું કરવા એવાં કપડાં પહેરીએ ?

માલતી—શા માટે રત્નકલા તમે એવાં પહેરો ? અમારે તમને હલકાં કપડાં પહેરવાનું કહેવાની કંઈ જ જરૂર નથી; પરંતુ બધાં ક્યાંથી શ્રીમંત હોય, કે તમારા જેવાં પહેરે ? જેને જેવું મળે, તેવું તે પહેરે "મોટા માથે નાનું જાય, મરે નહિ તો માંદું થાય" એ કહેવત પ્રમાણે જોતાં અમે તમારા જેવાં કપડાં ઘરેણાં પહેરવા જઈએ તો અમારાં માબાપ થોડી કમાઈમાં ક્યાંથી લાવી આપે ?

જયદેવી—રત્નકલા, તમે ફક્ત મોટાઈ જ જોઈ છે, એટલે તમને ગરીબ લોકોની સ્થિતિની કંઈ જ ખબર નથી. જરા વિચાર કરતાં તમને સમજાશે કે હજારો ગરીબ લોકોને તમારા પિતા સદાવ્રત શા માટે અપાવે છે ?

રત્નકલા—ગરીબ માણસો ભૂખે ન મરે એટલા માટે, શું હું એટલુંએ નહિ સમજતી હોઉં ? સદાવ્રત ઉપરાંત ગરીબ અપંગ મા-ણસને કપડાં વાસણ વગેરેની મદદ પણ મારા પિતા આપે છે.

માલતી—તેમ કરવાનો તેમનો ખરો ઉદ્દેશ શો છે, તે તમે સમજો છો ? ન સમજતાં હો, તો તેમને પૂછી જોજો.

રત્નકલા—હા, એક વખત મારા પિતા મારા વિવેકચંદ્ર ભાઈને બોધ કરતાં કહેતા હતા કે " ઈશ્વરની દૃષ્ટિમાં કોઈ નાનું મોટું નથી, તેમને તો સર્વ પ્રાણી સમાન છે."

જયદેવી—ખરેખર, ઈશ્વરની દૃષ્ટિમાં કોઈ નાનું મોટું નથી, તેમને ધનવાન નિર્ધનનો કંઈ ભેદ નથી, તેમને તો સર્વ સમાન જ છે. જુઓ, જે સૂર્ય રાજાઓના મહેલમાં પ્રકાશ આપે છે, તેજ સૂર્ય ગરીબ અને કંગાલની ઝુંપડીમાં પણ પ્રકાશ આપે છે. જે વાયુથી શ્રીમાન માણસો જીવે છે, તેજ વાયુથી ગરીબો પણ જીવે છે. આકાશમાંના તારા, પૃથ્વીપરની વનસ્પતિ, પાણી વગેરે સર્વ પદાર્થો ઈશ્વરે સર્વના સામાન્ય ઉપયોગ માટે બનાવ્યા છે, તેનો સો કોઈ ઉપયોગ કરે છે. માત્ર દરેકની જરૂરિઆતનો વિચાર કરી જરૂર જેટલું મેળવવવાની શક્તિ ઈશ્વરે સર્વને આપી છે. તે પ્રમાણે તેઓ મેળવી રહ્યાં છે.

માલતી—સર્વને ઈશ્વરે યોગ્યતા પ્રમાણે આપ્યું છે, એમ ન સમજતાં કેટલાંક ધનવાન અને સત્તાવાન માણસો ગર્વથી છકી જઈ ગરીબનું અપમાન કરે છે, તે તો ઈશ્વરના ગુનેગાર જ તો.

જયદેવી—હા, ખરેખર ગુનેગાર જ! જુઓ, પરમકૃપાળુ પરમેશ્વરે આ દુનિયાની રચના એવી કરી છે કે એક તૃણ પણ નકામું નથી. તેમાં દુનિયાના સઘળા વ્યવહારો અન્યોન્યની મદદથી ચાલે છે. જગન્નિયંતા પરમેશ્વરે મહાન બુદ્ધિમાન મનુષ્યથી માંડીને ઝીણામાં ઝીણા જંતુ સુધીનાં દરેક પ્રાણીને દુનયાનું કોઈને કોઈ કામ સોંપેલું જ છે, તેથી જગત્કર્ત્તાની અદૃષ્ટ પ્રેરણાથી સર્વ પોતાનું કામ કરી રહ્યાં છે.

માલતી—રત્નકલા, તમે હવે સમજો છો, કે ઈશ્વરે કોઈને

હલકાં ગણી ધિક્કારવા નથી બનાવ્યાં, તેમજ ધનવાનને સત્તાવાન બનાવી ગુમાન કરવા નથી બનાવ્યાં; પણ પરસ્પર મદદ કરી મહાન નિયંતાની રચના નિયમિત રીતે ચલાવવાના સાધન તરીકે બનાવ્યાં છે.

**રત્નકલા**—ખરે! હું આજ સુધી મને ધનવાન માનતી, અને "મારા જેવું કોઈ છે જ નહિ" એમ સમજતી. એ અજ્ઞાનને લીધે મને કોઇવાર મોટાઇનું ગુમાન થઈ જતું. આજ તમારા આ અનાયાસ મેળાપથી મને સમજાયું છે કે મોટાઇનું ગુમાન કરવું એ તદ્દન હલકાઈ છે.

**જયદેવી**—વગર સમજે થતા દોષની ઇશ્વર માફી આપે છે. અત્યાર સુધી તમારાથી અજાણતાં જે ગુમાન થયું તેની હરકત નથી, પણ હવે ન થવા દેવા ધ્યાનમાં લેશો તો બસ છે.

**પદ્માવતી**—(પ્રવેશ કરીને) જયદેવી, તમારા બોધની અસર ધનપ્રસાદ શેઠનાં પુત્રીના હૃદયમાં ઉતરી તો ખરી, પણ હવે તે લાંબો કાળ પહોંચે તો સારૂં.

**માલતી**—ઓહો!! વળી તમે ક્યાં રહીને બધું સાંભળ્યું!

**પદ્માવતી**—હું તમારી બધી વાત દૂર રહીને સાંભળતી હતી. પેલું ધનવાનોના ધર્મ વિષેનું કાવ્ય છે, તે આ રત્નકલાને સંભળાવીએ તો ઠીક.

**જયદેવી**—હા, હા, એ તમે ઠીક યાદ દેવડાવ્યું. રત્નકલા બેન, તમે ધનવાન એટલે ગર્ભશ્રીમંત બાલિકા છો, તેથી તમારે સાંભળવા જેવું કાવ્ય છે.

રાગ લાવણીને મળતો.

**માલતી-જયદેવી-પદ્માવતી**—

ખરા જે ધનવાનોના ધર્મ, બજાવો તજી અનુચિત સહુ કર્મ. ટેક.

સૃષ્ટિમાં સઘળાં ઉપયોગી, રચ્યાં સકળ સુખ કાજ;
કંઈક ચલાવે કંઈકની ઉપર, બુદ્ધિબળથી રાજ. ખરા૦ ૧
કંઈક બનાવ્યા શ્રીમંત પ્રભુએ, કરવા દીનને સાંય;
બુદ્ધિમાનોની બુદ્ધિ, ઉપયોગી સહુ જનમાંય. ખરા૦ ૨
પુષ્પ પરાગવંત શુભ ગંધિત, પ્રસરાવે સુવાસ,
પરોપકાર કરે સૌ વૃક્ષો, સર નદી ધેનુ ખાસ. ખરા૦ ૩
બડા બંગલા બાગ બગીચા, ધનિકોના સુખ કાજ;
ઘણા ગરીબો નિરાધાર, વિણ વસ્ત્રે જાએ લાજ. ખરા૦ ૪
નિત્ય જમો ભોજન મન માન્યાં, જમતાં થાય અભાવ;
અનાથ ભૂખે મરે ટળવળી, કોઈ કહે ના ખાવ. ખરા૦ ૫
આપ હવા ખાવા માટે, નિર્મિત સ્થાને બહુ જાય;
અનાશ્રયી રોગી દુઃખીઆરાં, દવા વિના દુઃખી થાય. ખરા૦ ૬
ધનવાનોના કાલાં બાળક, ખર્ચે મોજમાં ધન;
હાય બિચારાં અનાથ બાળક, ફરે ઉઘાડે તન. ખરા૦ ૭
આપ કાજ સૌ ધન કાં રાખો, ગરીબને દો દાન;
મળશે અન્નજળવસ્ત્રને વિદ્યા, સઘળું તમને માન. ખરા૦ ૮
તજો કૃપણતા મરણ સમે, નહિ આવે ધન તમ સાથ;
જો આપ્યું તો જીવતાં ખર્ચો, હાથ કરો તે સાથ. ખરા૦ ૯

પદ્માવતી—બેન જયદેવી, આ રત્નકલાને જ ધનવાનોના ધર્મની ખબર નહોતી એમ નહિ, પરંતુ સાંપ્રત કાળમાં બીજાં ઘણાંએ ધનવાનોનાં બાળકો એવાં ઉદ્ધત જોવામાં આવે છે, તેનું શું કારણ હશે?

જયદેવી—તેનાં તો ઘણાંએ કારણો છે, પણ તેમાંનું મુખ્ય કારણ તેમના હૃદયમાં નાનપણથી તેની ઉત્તમ છાપ નહિ પાડેલી તે.

પદ્માવતી—જયદેવી, તમે કહો છો તેવી ભૂલ તો કદાચ

અભણ માબાપોના સંબંધમાં બને, પરંતુ કેટલીક ભણેલી માતાઓનાં બાળક પણ એવાં ઉદ્ધત જોવામાં આવે છે, તેનું કેમ ?

જયદેવી—બેન, તમે કહો છો તે વાત ખરી છે. કેટલીક માતા ભણેલી છતાં પોતાનાં બાળકને ઉછેરવાની પોતાની કે શી ફરજ છે, તે નહિ સમજતાં બાળકને નાનપણથી જ હલકા મનનાં સ્વછંદી અને ઉદ્ધત નોકરોના સહવાસમાં ઉછરવા દે છે. તેમ થવાથી બાળકના મગજમાં તે સહવાસની અસર થાય છે, તેથી તેમનામાં સજ્જનનાં વર્તન દશ્ય થતાં નથી. દાસી મંથરાના સહવાસથી રાણી કૈકેયી જેવી એ પણ દયાધર્મનો ત્યાગ કરી કેવું અઘટિત વરદાન માગ્યું હતું ?

પદ્માવતી—હા, હા, ખરેખર એ વાત તો મને યાદ જ ન રહી. અરેરે! સોબત શું નથી કરી શકતી! ઘણું જ કરે છે.

જયદેવી—બેન, હવે તમે સમજ્યાં હશો કે હંમેશાં "સત્સંગતમાં રહી, દરેક બાબતમાં પોતાની ફરજ બજાવવી" એ જ મનુષ્ય જીવનનું સાર્થક છે. બાકી આહારવિહાર અને મોજમઝા તો પશુ-પક્ષીઓ પણ ભોગવે છે; પરંતુ સદ્‌બુદ્ધિનો સદ્ ઉપયોગ કરી આ લોક તથાં પરલોકમાં નામ મેળવાય, તો જ માણસાઈ કહેવાય, અને તો જ પરમશાંતિ મળે.

સર્વે—અહા! બેન જયદેવી, આજે તો તમે અમને ઘણી જ બોધદાયક સમજ આપી, તેથી અમે સર્વ તમારો આભાર માનીએ છીએ.

( સર્વ નમન કરી જાય છે. )

લેખક ( બેન મણિ ઝવેરલાલ, હેડ મિસ્ટ્રેસ. મુખ્ય કન્યાશાળા જંબુસર. )



# (૧૫) પદ્મિનીની યુકિત.

**સ્થળ:**—ચિતોડના કિલ્લાની બહાર એક તંબુ. તંબુના દ્વાર આગળ રક્ષકો ઉભા છે.

**સમય:**—રાત્રિ.

**ભીમસિંહ:**—હા, હું તારી સત્તા નીચે છું ! હું જાણું છું કે હું તારા હાથમાં છું. પણ તેથી શું ? થયેલા કોલકરારો મેં બરાબર પાળ્યા છે—અરે, શબ્દશઃ પાળ્યા છે. શું મારામાં રજપુત લોહી નથી ? મારી આબરૂ મને વધારે પ્રિય છે. મારા માટે જે ભયંકર અને જોખમ ભરેલું હતું તે કાર્ય કરીને પણ મેં મારા સગીર મહારાજાને અને ચિતોડની પ્રજાને બચાવ્યાં છે. મારી સ્ત્રીના અપ્રતીમ લાવણ્યથી મોહાઈને તેં તેના દર્શનમાત્રની પણ ઇચ્છા કરી ! મેં ના કહી, હું બીજું કહી જ શું શકું ? માનહાનિ-પ્રતિષ્ઠાભંગના કરતાં મૃત્યુને હું વધારે પસંદ કરૂં છું.

**અલાઉદ્દીન:**—(બેદરકારીથી) ખરેખર ! ખરેખર ! એ તો મેં પહેલાં પણ સાંભળ્યું હતું.

**ભીમસિંહ:**—(આવેશથી) અને હવે તું ફરીથી પણ સાંભળે છે ? પછી, તેં મારી પત્નીનું કાચમાં પ્રતિબિંબમાત્ર પણ જોવાની વાંછા કરી. એ વાતનો નિર્ણય મેં તેના હાથમાં મુકયો. તે બોલી: " ભલે, મારી અને કામાંધ આંખોની વચ્ચે પ્રભુનો પ્રકાશ જરૂર રહેશે. મારા શીયળ માટે એ જ ઉત્તમ પડદો છે..." આખરે તે પ્રમાણે કરવામાં આવ્યું. ધરાઈ ધરાઈને તેં તેનું મ્હોં જોયું, અને પછી ? પછી-વિવેક-ભ્રષ્ટ તેં તારા પાસવાનોને મને બંદીવાન કરવાનો હુકમ આપ્યો.

અલાઉદ્દીનઃ—(હસીને) ખરેખર બહુ જ લાયક ! પદ્મિની તારી સ્ત્રીએ—ખરે ! તેનું સૌંદર્ય અદ્વિતીય જ છે,—તને ચિતોડના સાચા રક્ષકને, મારા હાથમાંથી છોડવવાનો માર્ગ શોધી કાઢ્યો છે. તે માર્ગ કયો તે તું જાણે છે ? પોતાના દેહને મને સ્વાધીન કરીને તે તને છોડવવા માગે છે. એ સારું મને તો મન ભાવતું જ છે, અને તારા માટે તથા ચિતોડ માટે પણ એ યોગ્ય જ ગણાય. ઠીક થયું, નહિ ? તારી સ્ત્રીએ બહુ જ ઉત્તમ માર્ગ શોધી કાઢ્યો છે. હવે વધારે શું કરવાનું રહ્યું ?

ભીમસિંહઃ—કામાંધ કુતરા, હું જો છૂટો હોત તો તને મારા હાથનો સ્વાદ ચખાડત...પણ, ના. તારા જેવા નામર્દ, બાયલાના લોહીથી હું મારા રજપુત હાથને કલંકિત ન કરું ?

અલાઉદ્દીનઃ—અહો ! એ તો બહુ જ સ્હેલું ! અરે ! પણ પદ્મિની આવી જાય પછી હું તને જવા જ ન દઉં તો ! અને ખરેખર હું તેમ કરી પણ શકું; કારણ કે પદ્મિની પોતાની જ મનેચ્છાથી મારી પાસે આવે છે.

ભીમસિંહઃ—એ વાત મનાય એવી જ નથી.

અલાઉદ્દીનઃ—અરે, હમણાં જ તે આવવી જોઈએ. તે અને તેની પચાસ સખીઓ, બધાં જ પાલખીઓમાં બેસી આવી પહોંચવાનાં છે. હું તેનો યોગ્ય સત્કાર કરીશ. તારે જરા પણ ચિંતા કરવી નહિ.

ભીમસિંહઃ—( દુઃખીત સ્વરે ) ઓહ ! મારી તલવાર !

અલાઉદ્દીનઃ—સબુર, તલવાર મળી રહેશે. એ જ પાલખીમાં તને પાછો મોકલી આપીશ. ( એક અમલદાર પ્રવેશે છે. )

અમલદારઃ—નામદાર, છાવણીના નાકાપર મશાલો દેખાય છે.

અલાઉદ્દીનઃ—વારુ, રસ્તાઓ ખુલ્લા કરી દો. સિપાહીઓને તંબુમાં જવાનું કહી દો.

**અમલદાર**—નામદાર, બધું જ ખાનગી રાખવામાં આવ્યું છે.
( ચાલ્યો જાય છે. )

**અલાઉદ્દીન:**—જો ભીમસિંહ, હમણાં જ બધું જણાઈ આવશે પાલખીઓનો અવાજ સંભળાય છે કે? રસાલો કચેરી લગભગ આવી પહોંચ્યો જણાય છે...(ચમકીને ) અરે, પણ આ શું ?

( મોટું ધુમરાણ સંભળાય છે અને વળી શાંત થઈ જાય છે. )

**અમલદાર:**—( દોડતો દોડતો ) નામદાર, નામદાર, પડદાવાળી પાલખીઓમાંથી તો હથિયારબંધ માણસો નીકળી પડયા ! ! આપણા રક્ષકોને તેમણે પકડયા છે અને કેટલાકને તો મારી નાંખ્યા છે. બધા નજીક જ આવી લાગ્યા છે. હજી સમય છે. આપનો જાન બચાવો, જલદી બચાવો.

**અલાઉદ્દીન:**—(ગભરાટમાં ) મારો........મારો ( એકાએક સૈનિકો દ્વાર આગળ દેખા દે છે. રક્ષકો સાથે એક નાનું યુદ્ધ થાય છે અને પછી સઘળું શાંત થઈ જાય છે. )

અલાઉદ્દીન તંબુના પછવાડેના બારણેથી નાસી જવાનો પ્રયત્ન કરતાં કરતાં, ઓઃ તારૂં બુરૂં થાય! એક સ્ત્રીજાતિએ મને મ્હાત કર્યો.

**ભીમસિંહ:**—પદ્મિની ! મારી અપ્રતિમ લાવણ્યમયી સ્ત્રી ?

**રજપુતો:**—(ભીમસિંહની આસપાસ વીંટાઈ જઈને) જલદી, મારા પ્રભુ જલદી. સઘળી વ્યવસ્થા થઈ ચૂકી છે. આપ પાલખીઓ પાસે પહોંચી જાઓ. જો જરૂર લાગશે તો અમે તો અમારો માર્ગ લડીને કાઢી લઈશું. જલદી. જલદી.

( સઘળા ચાલ્યા જાય છે. )

શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાલય.
ભાવનગર.

રા. હરિશંકર દુર્લભજી ત્રિવેદી.

# (૧૬) હિન્દુ ધર્મના મુખ્ય સિદ્ધાન્તો.

એક બાઈ—(બીજી બાઈઓને) આ દેવી પધારે. ચાલો, એમને જઈ પૂછીએ, અને સ્હમજીએ કે હિન્દુધર્મ એટલે શું ? ( એક તરફથી જોગણ આવે છે. )

સૌ બાઈઓ—માતાજી ! પાયે લાગીએ.

જોગણ—અખંડ સૌભાગ્ય, પુત્રીઓ ; કલ્યાણ થાવ સૌનું, આ લોકમાં અને પરલોકમાં.

પહેલી બાઈ—માતાજી, ઘણો વિચાર કર્યો, પણ અમે કાંઈ સ્હમજ્યાં નહિ. વિદ્વાનોયે એમાં મૂંઝાય છે. આપનો સત્સંગ થયો એટલે હવે પ્રકાશ મળશે. અમને આજ સ્હમજાવો કે આપણો ધર્મ એટલે શું ?

જોગણ—આપણે હજી બુદ્ધિમાં બાળક છીએ. વ્યાખ્યાઓ અને ન્યાયશાસ્ત્રના ઊંડા વમળોમાં પડવાની આપણે જરૂર નથી. વિદ્વાનો ભૂલા પડતા હોય એ માર્ગ આપણે ખેડવાનો નથી. છતાંયે ઉપયોગી કેટલીક સૂચનાઓ સાંભળો તો ત્હમને કહું.

બીજી બાઈ—માતાજી! સંભળાવો એ, ને સન્માર્ગે દોરો અમને.

જોગણ—ત્યહારે પહેલું તો એ સ્હમજો કે સૌનું–મનુષ્ય, પ્રાણી–સૌનું સદા ભલું ઇચ્છે એ આપણો હિન્દુધર્મ. વ્યાસજીનું વચન ભૂલશો મા કે પારકાનું ભલું કરવું એ પુણ્ય, અને દુઃખ દેવું એ પાપ.

પરોપકારઃ પુણ્યાય, પાપાય પરપીડનમ્.

બીજી બાઈ—માતાજી ! ત્યહારે પ્રભુની વાત એમાં નથી ?

પહેલી બાઈ—છે દીકરી ! છે, પ્રભુને આધારે તો જગત બધું ઉભું છે. એકોદેવઃ સર્વ ભૂતાન્તરાત્મા પ્રભુ છે, તે એક છે, તે અ-

દ્વિતીય છે. માળા તો ફેરવો છો ને ? એ માળાના પારામાં જેમ દોરો છે, એમ પ્રાણીમાત્રના અન્તરમાં તે અન્તર્યામી વિરાજેલો છે.

**પહેલી બાઈ**—માતાજી ! તેની તે ભક્તિ કરવી ? કે ત્હેનું તો જ્ઞાન જ અમને તારશે ?

**જોગણ**—બેટા ! કોઈ પણ પુણ્ય પ્રકારે એ પ્રભુના અનુભવ અન્તરમાં લેવાઃ જ્યોતમાંથી જ્યોત પ્રગટાવો છો એમ એ પ્રભુને અડકી–ત્હેનો યોગ કરી ત્હેનાં પુણ્ય ને પવિત્રતા પામવાં. એ અમૂલા અનુભવને પછી જ્ઞાન કે ભક્તિ કે સમાધિ કહેજો. અર્થ સ્હમજો તો શબ્દ રુચે તે વાપરજો.

**બીજી બાઈ**—ત્ય્હારે દેવી ! માણુસની તે ગતિ થી હશે ?

**જોગણ**—અઘરો સવાલ છે, પણ યથામતિ સ્હમજાવું છું. ચેતન ભણી નજર કરતાં માણુસની અને સૌ વસ્તુઓની ગતિ ઉંચી છે. બાળક ખીલી મનુષ્ય થાય, અને મનુષ્ય ખીલી દેવ થાય, એવું જગતનું બંધારણ તો છે. છતાં જગતની નિસરણીએ ચડનારા ચ્હડે છે, ને ઉતરનારા ઉતરેય છે. કરણી ત્હેવી પાર ઉતરણી છે, દીકરીઓ ! પણ નરકમાંથીયે અન્તે ઉદ્ધાર થાય એવું માનતો આપણો ધર્મ તો આશાવાદી છે.

**બીજી બાઈ**—ત્ય્હારે માજી ! આપણે અન્ય ધર્મવાળા સાથે વિરોધ છે ?

**જોગણ**—સર્વ દેવ નમસ્કારઃ કેશવં પ્રતિગચ્છતિ. જેમ સહુ નદીઓનાં નીર સાગરને જઈ મળે છે, તેમ સર્વ દેવને કરેલા નમસ્કાર પ્રભુને પ્હોંચે છે, એવું માનનારને કોની સંગે વિરોધ હોય ? એક વડની ડાળીએ ડાળી અથડાય પણ થડ કોઈ શાખા સાથે અથડાવા જતું નથી. જુઓ દીકરીઓ ! ગીતાજીનો એક શ્લોક શીખવું

ધું. સૌ સદ્ધર્મ ભણી એ નજરે નીરખજો.

યો યો યાં યાં તનૂ ભક્તઃ શ્રદ્ધયાર્ચિતુમિચ્છતિ.
તસ્ય તસ્યાચલાં શ્રદ્ધાં તામેવ વિદ્ધામ્યહમ્.

શ્રી કૃષ્ણ મહારાજનું એ વચન મા વીસરજો, અને એમને એ પગલે ચાલજો. આટલું કરશો તો આ લોકને પરલોક બન્નેમાં ત્હમારૂં કલ્યાણ થશે, પ્રભુને સંભારજો, ને પુણ્યને પન્થે ચાલજો સદા.

**પહેલી બાઈઃ**—દેવિ! માતાજી! આવું આવું તો ઘણુાયે કહે છે, પણ કોઈ પાળતું નથી તે?

**જોગણઃ**—પુત્રીઓ! ધડે ત્હેતું નહીં, પણ મૂલવી લે તેનું ઘરેણુંઃ તેમ બોલે ત્હેનો નહીં, પણ પાળે તેનો ધર્મ. ત્હમે તમારો ધર્મ પાળજો, અને જગત્ તારજો, જય જગન્નાથનો!

( શ્રીયુત, ન્હાનાલાલ દલપતરામ કવિ. )

---

# (૧૭) ચકંચક.

---

( ચકંચક રસ્તામાં વચ્ચોવચ ઉભા છે. )

અડબંગ—અરે ભાઈ, તું કોણ છે? ને વચ્ચે કેમ ઉભો છે?

ચકંચક—અલ્યા એમ પૂછાય કે? એ શું સભ્યતાની નિશાની છે કે?

અડબંગ—સભ્યતાની પુછડી આવી છે તે જાણી. રસ્તામાં અકડવાની પેઠે આડો ઉભો છે એ કયા પ્રકારની સભ્યતા છે?

( ચકંચક તેને મારવા હાથ ઉપાડે છે તેવામાં નાથાભાઈ આવી પહોંચે છે. )

નાથાભાઈ—હંહં એમ હાથ ઉપાડાય કે ?

ચકંચક—અસભ્ય આદમીને મારવાથી સભ્યતા ઓછી થતી નથી.

નાથાભાઈ—પણ ભાઈ તમારૂં નામ શું ? તમે કોઈ પંડિત જણાઓ છો.

ચકંચક—એમ નામ પુછાય નહિ. પણ અમો પંડિતને એમ પુછાય કે વર્ણમાળાના કયા કયા અક્ષરો આપના નામાભિધાનથી શોભે છે ?

નાથાભાઈ—ઠીક ત્યારે. એમ પૂછ્યું એમ માનોને. આપનું નામ કહો.

ચકંચક—મારૂં નામ ચકંચક છે ને હું ભદ્રભદ્રના કુટુંબનો છું.

અડબંગ—નાથાભાઈ, એમની રૈબા બારે હોશિયાર હશે તે નામ તો બાઇબીમાં જેવો ગુણ છે તેવું સરસ પાડ્યું છે. ભદ્રભદ્ર તો ગુજરાતમાં કે હિંદમાં મળે પણ આ ચકંચક તો આર્મિનિયા કે આસ્ટ્રેલિયામાં, યુરોપ કે અમેરિકામાં જ્યાં જાઓ ત્યાં હોય હોય ને હોય જ.

ચકંચક—હા, હા. અસભ્ય જન. અમે ચકંચક તો સર્વવ્યાપક છીએ. તમારે જે દેશમાં જોઇતા હોય ત્યાં થોડા ઘણા ચકં તો મળે જ. પણ મારૂં મૂળ નામ તો ચકંચક નહોતું હો. મારી રૈબાનાં તમે વખાણ કર્યાં તે ઠીક, પણ તેણે તો મારૂં નામ દકલો પાડ્યું હતું દકલો.

અડબંગ—દકલો એટલે શું ? તે તો સમજાતું નથી.

ચકંચક—ભેંસના ભાઈ! દકલામાં સમજતો નથી. દકલો એટલે દ્વારકાંદાસ, કલો એટલે કરણચંદ, મુચીયો એટલે મૂળચંદ ને ચકો એટલે ચકંચક.

અડબંગ—ઠીક ભાઈ, આપ તો પંડિત એટલે આપને બધું આવડે.

ચકંચક—હા અમે તો પંડિત તો ખરા પણ નાના સુના પંડિત નહિ, પ્રખર પંડિત. સમજ્યોને!

નાથાભાઈ—પ્રખર પંડિતને તો કાન મોટા હોય ને? તે તો લંબકર્ણ કહેવાય ખરાને?

ચકંચક—જેઓ ધર્મમાં સમજે નહિ તે લંબકર્ણ કહેવાય. અમે તો ધર્મમાં સમજીએ માટે મહાત્મા કે પ્રખર પંડિત પ્રખર કહેવાઈએ!

અડબંગ—તું મહાત્મા શેનો? તું તો મહાધમા જેવો દેખાય છે.

ચકંચક—હા હું મહાધમા. લેતો જા, એમ કહી મારવા દોડે છે. પણ નાથો તેને અટકાવે છે.

નાથાભાઈ—ભાઈ, ચકુભાઈ તમે ધર્મ એટલે શું, તે કહેશો?

ચકંચક—હા, ભાઈ કહું. હું બોધવિધા કમર ધાણુ મહાપુરુષ છું. હું ફારસી, સંસ્કૃત, ગુજરાતી, અંગ્રેજી ઘણી ભાષા જાણું છું. ધર્મની વ્યાખ્યા સાંભળો.

धम्मं धम्मो धरमम् च, भमं भ्रमं रॉलीज्यनम्
मजहब गजबब कम्मं च, अल्ला इसु प्रभु बुधम्.

અડબંગ—કપાળ તારા બાપનું. આવું તે ઠેકાણા વિનાનું શું બરડયાં કરે છે? કંઈ ભાંગબાંગ પીધી છે કે? આવા ભામટા પોકળ પંડિતોએ હિંદની બિચારી ભોળી પ્રજાને ભરમાવી દીધી છે. આવા બાવન લાખ ભામટા હિંદનું ત્રણ કરોડ નાણું ખાઈ જાય છે.

નાથાભાઈ—અડબંગ! તારી વાત સાચી છે પણ તું હમણા

તો ચક્રમભાઈની વાત તો સાંભળ.

ચક્રંચક્ર—ધર્મ એ કેટલીક વાર અમો પંડિતની નજરમાં અધર્મ પણ જણાય છે કેટલીક વાર શૂન્ય જેવા સ્થિતિ પણ સમજાય.

અડબંગ—હા, જયારે દારૂ પીવો હોય કે પાપનાં કૃત્યો આત્મા ભામટાને કરવાં હોય ત્યારે ધર્મ તે અધર્મ દેખાઈ જતો.

ચક્રંચક્ર—તારે ભસ્યાં કરવું હોય તો ભસ્યાં કરજે. મારે તો ઘણું જીવે હિંદુસ્તાનનો શ્રદ્ધાળુ ને ભોળો વર્ગ. રોજ ચુરમાં ને મીઠા મેવા મળે છે ને તારા નશીબમાં જાર ખાવાનું સરજ્યું છે તે ખાયાં કરજે. નાથાભાઈ! ધર્મ એ ગણીએ તો મોટી ચીજ છે. પાતાળ સુધી અને ઉપર આકાશ સુધી પોતપોતાના ધર્મમાં રહેનારી ઘણી ચીજો છે. બાકી અમે ધારીએ તો એક ચીજને ધાર્મિક એક વખત ગણીએ ને બીજી વખત એ જ ચીજને અધાર્મિક કહી નાંખીએ **शुनिचैव श्वपाके च पंडिता समदर्शिनः** એમ એકવાર કહીએ ને એક વાર કહીએ કે શ્વપાકના પડછાયા આવી જનાર પણ અસ્પર્શ્ય છે. અમને જ્યાં જેમ ફાવે તેમ અર્થ કરીયે.

નાથાભાઈ—ચકુભાઈ, આપનાં બીજાં પરાક્રમો કહેશો.

ચક્રંચક્ર—અમો ધર્મ પંડિતોનાં ને તેમાં પણ ચક્રમ પંડિતોના પરાક્રમોનો પાર જ કયાં છે પરંતુ તે વક્તવ્યં કિંવા અવક્તવ્યં પણ છે. તેથી હવે બીજે પ્રસંગે વાત. ( એમ કહી બધા વીખરાઈ જાય છે. )

રાજકોટ. લખનાર પોપટલાલ કેવળચંદ શાહ.



# (૧૮) અકબરનો ગેરવાજબી હુકમ ( કેવી યુકિતથી ફેરવ્યો. )

સ્થળઃ—પાદશાહનો દરબાર.

પાત્રોઃ—અકબર પાદશાહ, બીરબલ, લોકો, અમીરો વગેરે.

અકબરઃ—( ગુસ્સાના આવેશમાં) અયે બીરબલ ! શહેરમાં જેટલા જમાઈ હોય, તેટલા બધાને એકદમ શુળી પર ચઢાવી દો.

બીરબલઃ—જેવો જહાંપનાહનો હુકમ ! ( કચેરી બરખાસ્ત થયાથી ઘેર જાય છે. )

( બીરબલને ઘેર પ્રજાજનો જાય છે અને અરજ કરે છે. )

પ્રજાજનોઃ—બીરબલજી, અમારા જમાઈઓને બેગુનાહ ફાંસી દેવા બાદશાહનો હુકમ થયો છે. તો આપ ગમે તે યુક્તિથી તેમને બચાવો. એટલી અમારી અરજ છે,

બીરબલઃ—સદ્‌ગૃહસ્થો ! તમે બીલકુલ ચિંતા કરશો નહિ. કોઈને કાંઈ પણ ઈજા થશે નહિ. તમે તમારા ઘેર સુખેથી જાઓ, અને નચિંત રહો.

( પાદશાહનો દરબાર; પાદશાહ પ્રવેશ કરે છે. )

પાદશાહઃ—બીરબલ, મારા હુકમ પ્રમાણે જમાઈઓને શુળીએ ક્યારે ચઢાવીશ ?

બીરબલઃ—જહાંપનાહ, શહેરમાં જમાઈઓ અસંખ્ય છે, તે સર્વેને મારવા શુળીઓ તૈયાર થાય છે. તે બધી આઠ દિવસમાં તૈયાર થશે એટલે નામદારને ખબર આપીશ.

( આઠ દિવસ પછી )

**બીરબલઃ**—બંદેનવાજ ! બધી શુળીઓ તૈયાર થઈ છે, અને જમાઈઓ પણ હાજર છે. તેમને હું શુળી ઉપર ચઢાવું, તે પહેલાં આપ શુળીઓ જોવા પધારો.

( પાદશાહ જ્યાં શુળીએ દેવા માટેનું મેદાન ઠરાવ્યું હતું. તેના વરંડાની ખડકીમાંથી જોતા ઉભા.)

**પાદશાહ**:—**બી**રબલ, તેં મારો હુકમ ઉઠાવવા બહુ મહેનત લીધી છે. બહુ જ શુળીઓ બનાવી છે. તેમાં કેટલીક લોઢાની, કેટલીક પિત્તળની, કેટલીક તાંબાની અને થોડીક ચાંદીની પણ જણાય છે. આ ઢગલાની પાસે એક સોનાની શુળી પણ છે ?

**બીરબલઃ**—હા ! જહાંપનાહ ?

**પાદશાહ**:—આવી જુદી જુદી જાતની શુળીઓ કેમ કરાવી છે?

**બીરબલઃ**—બંદે નવાજ !

આ લોઢાની શુળીઓ તે ગરીબોના જમાઈઓને માટે, પેલી પિત્તળની શુળીઓ તે મધ્યમ વર્ગના લોકના જમાઈઓને માટે, તાંબાની શુળીઓ તે તેથી ઉંચા દરજ્જાવાળા લોકોના જમાઈઓને માટે, અને પેલી ચાંદીની શુળીઓ સરદાર વર્ગના જમાઈઓને માટે છે.

**પાદશાહઃ**—વારૂ, ત્યારે આ સોનાની શુળી કોને વાસ્તે છે ?

**બીરબલઃ**—( ખમચાતો ખમચાતો ) નામદાર, બેએદબી માફ કરશો. હું મારા સસરાનો જમાઈ થાઉં, તેથી મારે માટે તો પેલી ચાંદીની શુળી છે; પરંતુ આપ પણ આપના સસરાના જમાઈ કેની ? એમ છે, તો એ શુળી પર ખુદ નામદારની સવારી ચઢે. તેટલા માટે સોનાની કરાવી છે.

**પાદશાહ**:—( ઝંખવાણો પડી ) શાબાશ ! **બીરબલ**,

શાબાશ ! હું તારી બાહોશી અને ચતુરાઈ જોઈ ઘણો ખુશી થાઉં છું. મેં ગુસ્સાના આવેશમાં જમાઈઓને શુળીએ ચઢાવવા, એવો હુકમ આપેલો, તે હુકમમાં મારૂં કેટલું ખોટાપણું રહેલું છે, તેનું મને તેં યુક્તિથી ભાન કરાવ્યું છે, અને બીન ગુનેહગારોને માર્યા જતા બચાવી તેં જ તે સર્વને જીવતદાન અપાવ્યું છે. હું પણ જમાઈ છું, અને મારે પણ મારા કરેલા હુકમ પ્રમાણે શુળીએ ચઢવું જોઈએ, એ દર્શાવી સૌના પ્રાણ તેં જ બચાવ્યા, માટે હું તારો આભાર માનું છું અને આજથી તારો દરમાયો વધારી આપવા હુકમ કરીશ.

**બીરબલઃ**—જેવો જહાંપનાહનો હુકમ. (કચેરી બરખાસ્ત થાય છે.)

( લેખક રા. ભાઈચંદ પૂજાદાસ શાહ. )

---

# (૧૯) સંન્યાસી અને રાજા.

---

પાત્રોઃ—સંન્યાસી, કારભારી, રાજા, સિપાઈ ચોપદાર, દરબારીઓ.

## પ્રવેશ ૧ લો.

વસ્તુઃ-સંન્યાસી " મનની મમતા તજે " એ ગાયન બોલતાં પ્રવેશે છે, તે હાથમાં દંડ કમંડળ લઈને " નારાયણ, નારાયણ...બોલતો આવે છે, અને નક્કી કરેલી રાજવાડાની જગાએ આવીને ઉભો રહે છે; આડું-અવળું જોઈને " " અરે, આ કોઈ મોટી ધર્મશાળા લાગે છે, થોડો વખત અહીં વિશ્રાંતિ લઉં " એમ સ્વગત વિચારી પોતાની પાસેનું બિછાનું નીચે બિછાવી, જય સચ્ચિદાનંદ, જય સચ્ચિદાનંદ એમ બોલતાં બેસે છે અને માળા ફેરવે છે.

થોડીવારે કારભારી પ્રવેશ કરે છે તેની નજરે ભજન કરતો સંન્યાસી નજરે પડેછે. તેને રાજવાડામાં બેઠેલો જોઈને ગુસ્સે થઈને સંન્યાસીને કહેછે—

કારભારીઃ—અરે ! તુ કોણ છે ? અહીં કેમ બેઠો છે ? ક્યાં આવેલો છે ? તેનું તને ભાન છે ? જરા, વિચાર તો કર.

સંન્યાસી—(સ્વગત) નારાયણ, નારાયણ. હું એક પરદેશી ગરીબ સંન્યાસી છું, અને યાત્રા કરવાને બહાર ફરું છું. આજ રાતની રાત અહીં ધર્મશાળામાં કાઢી સવાર પડતાં જ હું મારા માર્ગે ચાલ્યો જઈશ. નારાયણ, નારાયણ......

કારભારી—( ઘણો જ ગુસ્સે થઈને) અરે, મૂર્ખ ધર્મશાળા શું ? અને રાજવાડો શું ? તેની તને સમજણ નથી કે ? ઠીક ઉભો રહે, હું તને હમણાં જ સમજાવું છું. ( એમ કહી સિપાઈને બૂમ મારે છે. )

અરે, સિપાઈ ? ( સિપાઈ પ્રવેશ કરે છે. )

સિપાઈ—હાજર, નામદાર.

કારભારી—આ હરામખોરને ધક્કો મારી બહાર કાઢ, અને એને રાજવાડો શું છે તે સમજાવ.

સિપાઈ—( ગળચી પકડીને 'ધક્કો મારીને.' ) ચલબે પાગલ ઉઠ લાંથી, કુછ ભાન હેકે નહિ, ઈધર આકે બેઠા હય !

( એટલામાં રાજા પ્રવેશ કરે છે. )

ચોપદાર છડી પોકારે છે—આસ્તે કદમ આસ્તે સમય સૂર્યાસ્તે, નેક નામદાર મહારાજાધિરાજા પૃથ્વીસિંહજી મહારાજને ઘણી ખમા ......આ......

દરબારીઓ—( ઉભા થઈને ) ત્રણ ત્રણ સલામો ભરે છે.

રાજા—કેમ કારભારી સાહેબ, શું ગરબડ છે ?

કારભારી—મહારાજ, આ સંન્યાસી, રાજવાડાને ધર્મશાળા સમજે છે, અને અહીં રાત રહેવા કહે છે.

**રાજા**—સ્વામિજી, તમે આ જગાએ ધર્મશાળા સમજીને મુકામ કર્યો છે, પરંતુ આ તો રાજવાડો છે.

**સંન્યાસી**—રાજાજી, તમે જે વાત કહી તે હું સમજ્યો, પરંતુ હું એ વાત પુછું છું, તો તેનો ઉત્તર તમારા તરફથી મળવો જોઈએ.

**રાજા**—ભલે, ખુશીથી પૂછો.

**સંન્યાસી**—આ મહેલોમાં તમો રહો છો ! તે રાજમહેલો કોણે બંધાવ્યા છે તે કહેશો ?

**રાજા**—મારા દાદાએ બંધાવ્યા છે.

**સંન્યાસી**—વારૂ ! તમારા પહેલાં એ મહેલમાં કોણ રહેતું હતું ?

**રાજા**—મારા પિતાજી રહેતા હતા.

**સંન્યાસી**—ઠીક, હાલ આ મહેલમાં કોણ રહે છે ?

**રાજા**—હાલ હું રહું છું.

**સંન્યાસી**—હવે પછી એમાં કોણ રહેશે ?

**રાજા**—ઈશ્વરકૃપા હશે, તો એમાં મારો પુત્ર રહેશે.

**સંન્યાસી**—રાજાજી, આ જગાના સંબંધમાં પુરો વિચાર કરતાં જણાય છે કે, જુનાં એમાંથી જાય છે, અને નવાં આવીને રહે છે. કોઈ માણુસ અત્રે સ્થિર રહ્યો નથી, અને રહેનાર પણ નથી. આમ છે તો ધર્મશાળામાં અને આમાં શો ભેદ છે. મને પોતાને તો આમાં કાંઈ તફાવત સમજાતો નથી. તમે ભલે મારો મહેલ, મારો મહેલ કર્યા કરો. અરે, આ શરીર તમારૂં પોતાનું નથી તો મહેલની કયાં વાત કરો છો. વખત આવે તમે મારૂં મારૂં કરો છો તે સઘળું અહીં પડયું રહેવાનું છે. તેમાંનું કાંઈ પણ તમારી સાથે આવનાર નથી. તમારા વહાલા દાગીના કે બૈરાંછોકરાં કોઈ સાથે આવવાનું નથી. જે કાંઈ પુણ્ય કરશો, હરિ અર્થે વાપરશો,

વિદ્યા જેવા ઉત્તમ દાનમાં તમારાં પૈસા વાપરશો તો તે જ તમારી સાથે આવશે. હજારો બાળકો ભણશે, અને પોતાની જિંદગી ઝેરને બદલે અમૃત રૂપ બનાવશે, જેથી તમને હજારો આશીર્વાદ મળશે. અરે, એ આશીર્વાદ તમને મોક્ષ અપાવશે; માટે મારૂં મારૂં મૂકી દઈ " आत्मवत् सर्वभूतेषु " એમ વર્તો. ( એમ કહીને બિછાનું બગલમાં મારી નારાયણ, નારાયણ...કરતો ચાલ્યો જાય છે. )

રાજા—( કારભારી પ્રત્યે ) અરે, આ શું! ( એમ હાથથી ઈસારત કરે છે. )

અરે, કારભારી તમે અને મેં ખરા સંન્યાસીને દુભવ્યા, તેમનું કહેવું સત્ય છે. દુનિયામાં આપણું કાંઈ નથી. મારૂં મારૂં કરવું એ મિથ્યા છે. મહારાજના કહેવા મુજબ વિદ્યા જેવા દાનમાં દ્રવ્યનો વપરાશ જ સાથે આવે છે. આપણે બંધાવવા ધારેલો ચંદ્રવિલાસ મહેલ બંધ રાખી તેના રૂપીઆ વિદ્યાદાનમાં વાપરજો. મારી રૈયતને પણ હું ભલામણ કરૂં છું કે તેમણે પોતાના પૈસાનો ઉપયોગ જેમ બને તેમ વિદ્યાદાનમાં વધારે કરવો. હવેથી મારા રાજ્યમાં ચાલતી બધી સ્કૂલોમાં ભણનાર બાળકોને ચોપડીઓ રાજ તરફથી પુરી પાડવી.

કારભારી—જેવી મહારાજાશ્રીની આજ્ઞા ( મળેલું. )

## ( ૨૦ ) પરાર્થે સ્વાર્થત્યાગ.

પાત્રોઃ—અનુભાઈ, મનુભાઈ,

અનુભાઈ—મનુભાઈ, તમે ગઈ કાલે મેળામાં, આવ્યા હતા કે નહિ ?

મનુભાઈ—આવ્યો હતો, ભાઈ.

અનુભાઈ—ના, ભાઈ મેં પણ તમને જોયા ન હતા. એટલાં બધાં માણસોમાં ક્યાં પત્તો ખાય !

અનુભાઈ—હા, ભાઈ, એ વાત ખરી. વળી કાલે તો બહુ જ ભીડ હતી. વારૂ, પણ તમે મેળામાંથી શું લાવ્યા ?

મનુભાઈ—હું તો કંઈ પણ લાવ્યો નથી. તમે કંઈ લાવ્યા ?

અનુભાઈ—હા, ભાઈ એક મોટર લાવ્યો છું. ઘણી જ સુંદર છે. ચાવી આપીને મૂકી દઉં છું, એટલે સપાટાબંધ દોડી જાય છે.

મનુભાઈ—ભાઈ, મારે પણ એવી મોટર લાવવાનો વિચાર હતો.

અનુભાઈ—વિચાર હતો તો લાવ્યા કેમ નહિ ? શું તમારા બાપાજીએ તમને મેળામાં વાપરવા માટે કંઈ આપ્યું ન હતું ?

મનુભાઈ—આપ્યું હતું.

અનુભાઈ—શું આપ્યું હતું ?

મનુભાઈ—બે રૂપીઆ આપ્યા હતા ?

અનુભાઇ—ઓહો ! બે રૂપીઆ આપ્યા હતા ! ત્યારે તો ઘણી જ સરસ મોટર લેવાત. કેમ ન લીધી ? હું ધારૂં છું, કે તમે રૂપીઆ સંઘરી રાખ્યા હશે. બડા કંજુસ !

મનુભાઈ—તમે ગમે તેમ ધારો, પણ ભાઈ, મેં તેમાંથી એક પાઈ પણ રાખી મૂકી નથી.

અનુભાઈ—ત્યારે શું થયું ? ગજવામાંથી પડી ગયા ?

મનુભાઈ—ના, એમ પણ થયું નથી.

અનુભાઈ—ત્યારે કર્યું શું ?

મનુભાઈ—શું કર્યું તે કહું છું. આપણા વર્ગમાં પેલો મણિલાલ ભણે છે. તેને તો તમે ઓળખો છો ને ?

અનુભાઈ—હા, ભાઈ. પેલો મારીમાં ભણે છે એ જ ને ?

મનુભાઈ—એ જ. તે મણિલાલ મને મેળામાં સામો મળ્યો.

અનુભાઈ—હં, પછી ?

મનુભાઇ—મારી પાસે જે બે રૂપીઆ હતા, તે મેં તેને આપી દીધા.

અનુભાઈ—કેમ, એને શા માટે આપી દીધા ?

મનુભાઈ—ચોપડીઓ લાવવા માટે.

અનુભાઈ—ચોપડીઓ શાની ?

મનુભાઈ—અનુભાઈ આપણા વર્ગમાં શું થાય છે, તે તમે જોતા નથી ?

અનુભાઈ—કેમ, શું ન જોયું ?

મનુભાઈ—પંદર દિવસથી વર્ગ ચલાવ્યા છે, પણ બિચારા મણિલાલ પાસે ભણવાની ચોપડીઓ નથી, તે તમે જાણતા નથી ?

અનુભાઈ—હા ! બરાબર! હવે મને યાદ આવ્યું ! ચોપડીઓ માટે માસ્તર સાહેબ તેને પુછતા હતા ખરા.

મનુભાઈ—વળી માસ્તર સાહેબ એમ પણ કહેતા હતા, કે વર્ગમાંથી બની શકે તેણે આવા ગરીબ છોકરાને મદદ કરવી જોઈએ કેમ, યાદ છે કે નહિ ?

અનુભાઈ—હા, ભાઈ.

મનુભાઇ—તે દિવસથી મેં મદદ કરવાનો નિશ્ચય કરી રાખ્યો હતો, તેથી ગઈ કાલે મેળા માટે મળેલા પૈસા મેં તેને આપી દીધા.

અનુભાઈ—એ તો તમે ઘણું સારૂં કામ કર્યું, પણ ભાઈ, મોટરની મઝા ખોઈ, તેથી તમને દીલગીરી ન થઈ ?

મનુભાઈ—જરા, પણ નહિ. મોટર સાથે રમવામાં જે આનંદ

થાત, તેના કરતાં મણિલાલનો અભ્યાસ શરૂ થશે, તેથી મને ઘણો આનંદ થશે.

અનુભાઈ—વાહ! ભાઈ, તમે તમારા મનને બરાબર વશ કર્યું છે, વારૂ, આ વાત તમે તમારા બાપાજીને કહી હતી કે નહિ?

મનુભાઈ—મેળામાંથી ઘેર જઈને તરત જ કહી હતી. હું કોઈ પણ વાત તેમનાથી છાની રાખતો જ નથી.

અનુભાઈ—પણ તેમણે શું કહ્યું?

મનુભાઈ—તેમણે કહ્યું કે ભાઈ મનુ તેં જે કામ કર્યું, તેથી મને ઘણો જ આનંદ થયો છે. ગરીબ ઉપર દયા રાખવી, અને તેમને મદદ કરવી, એ આપણી ફરજ છે.

અનુભાઈ—ખરી વાત કહી. મનુભાઈ આજે તમારી સાથે કરેલી વાતચીતમાંથી મને ઘણું શીખવાનું મળ્યું છે. ભાઈ, હું તમારો ઉપકાર માનું છું.

( ગુજરાત શાળાપત્ર ડીસેમ્બર સને ૧૯૧૮ નો અંક. )

( લેખકઃ—મિ. સાકરલાલ પુરુષોત્તમ શુકલ, શિક્ષક, હે૦ સ્કૂલ; પ્રે૦ રા૦ ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ. )

## [૨૧] પરાર્થે સ્વાર્થત્યાગ.

હર્ષદરાય—ભાઈ દયાશંકર, તમારા મોટાભાઈ મુંબઈ ગયા હતા, તે આવ્યા કે નહિ?

દયાશંકર—હા, ભાઈ. ગઈ કાલે જ આવ્યા.

હર્ષદરાય—ત્યારે તો મુંબઈથી તમારે માટે કાંઈ સારૂં સારૂં ખાવાનું લાવ્યા હશે.

દયાશંકર—લીલી દ્રાક્ષ લાવ્યા હતા.

હર્ષદરાય—ઓહો! લીલી દ્રાક્ષ! એ તો ઘણી જ સરસ! તમને ખાવાની તો મઝા પડી હશે, નહિ વારૂ?

દયાશંકર—ભાઈ હર્ષદરાય, મેં તો તે દ્રાક્ષ બીલકુલ ખાધી જ નથી.

હર્ષદરાય—અરે! એમ કેમ? શું મોટા ભાઈએ તમને ન આપી?

દયાશંકર—આપી હતી. મારા મોટા ભાઈ મને આપ્યા વિનાં રહે જ નહિ.

હર્ષદરાય—આપી હતી, તો ખાધી કેમ નહિ? શું તમને દ્રાક્ષ ભાવતી નથી? મને તો બહુ જ ભાવે છે. નામ સાંભળીને પણ મોંમાં પાણી આવે છે!

દયાશંકર—દ્રાક્ષ તો મનેએ ભાવે છે. એ કોને ન ભાવે! પણ ભાઈ, મારી પાડોશમાં પેલો રસિકલાલ રહે છે, તેને તમે ઓળખો છો?

હર્ષદરાય—હા, ભાઈ. ઓળખું છું.

દયાશંકર—તે બિચારો બહુ માંદો છે.

હર્ષદરાય—શું થયું છે?

દયાશંકર—તાવ આવે છે. કંઈ ખવાતું પણ નથી. માત્ર દૂધ પીએ છે.

હર્ષદરાય—મેં તો હમણાં જ જાણ્યું. આજે હું તેને જોવા આવીશ. પણ ભાઈ, તમને વાત બદલી નાખતાં ઠીક આવડે છે! પેલી દ્રાક્ષની વાત કેમ ઉડાવી દીધી?

દયાશંકર—ભાઈ, નથી ઉડાવી દીધી. એ જ કહું છું. મેં માંદા રસિકલાલની વાત, કરી, તેને લીલી દ્રાક્ષ ખાવાનું બહુ જ મન હતું.

હર્ષદરાય—હં, પછી?

દયાશંકર—મોટા ભાઈએ મને દ્રાક્ષ આપી, કે તરત જ મને રસિકલાલ સાંભર્યો.

હર્ષદરાય—પછી ?

દયાશંકર—મેં વિચાર કર્યો, કે રસિકને દ્રાક્ષ આપીશ, તો તેને ઘણો જ આનંદ થશે, પછી હું તરત જ તેને ઘેર ગયો અને આપી આવ્યો.

હર્ષદરાય—બધી આપી આવ્યા ? થોડી પણ ન ખાધી ?

દયાશંકર—ના. બધી આપી આવ્યો.

હર્ષદરાય—ભાઈ, તમે જબરા તો ખરા ! તમારૂં મન ભલું કબજે રહ્યું !

દયાશંકર—ભાઈ, મનને કબજે રાખીએ તો રહે. જેવી ટેવ પાડીએ તેવી પડે.

હર્ષદરાય—એ તો ખરૂં. પણ ભાઈ રસિકને દ્રાક્ષ ખાવી હોય, તો તેને તેનાં માબાપ ન લાવી આપે ?

દયાશંકર—બિચારાને બાપ તો નથી. તેને બે વરસનો મૂકી મરી ગયા છે. મા છે. તે બિચારી મજુરી કરીને પરાણે પુરૂં કરે છે, તો પછી લીલી દ્રાક્ષ શી રીતે લાવી આપે.

હર્ષદરાય—એમ છે કે ? ત્યારે તો તમે ઘણું જ સારૂં કામ કર્યું. અરેરે ! ગરીબાઈ બહુ જ ભુંડી. પણ ભાઈ, તેની દવાનું કેમ થાય છે ?

દયાશંકર—પરમેશ્વર આપી રહે છે ! અમારી પોળમાં જેને દયા આવે છે, તે દવાના પૈસા આપે છે.

હર્ષદરાય—ભાઈ, મારે એક ઇચ્છા છે; તમે કહો તો કહું.

દયાશંકર—શી ઇચ્છા છે ? ખુશીથી કહો.

હર્ષદરાય—મારા બાપાજી મને વાપરવાને માટે પૈસા આપે છે, તેમાંથી મેં થોડું થોડું બચાવીને આઠ આના એકઠા કર્યા છે, તે રસિકની દવાને માટે આપવાની મારી ઇચ્છા છે.

દયાશંકર—ઘણી જ સારી ઇચ્છા! ભાઈ, ખુશીથી આપજો. આપણા માસ્તર સાહેબ આપણને કહે છે, કે ગરીબ ઉપર દયા રાખવી, અને આપણાથી બની શકે તેટલી મદદ તેમને કરવી.

( ગુજરાત શાળાપત્ર, એપ્રિલ સને ૧૯૧૭ પૃષ્ઠ. ૧૫૩-૧૫૪ )
(લેખકઃ—મિ. સાકરલાલ પુરુષોત્તમ શુકલ. પ્રે. રા. ટ્રે. કૉ. અમદાવાદ)

---

# ( ૨૨ ) મિથ્યાભિમાન.

પાત્રોઃ—જીવરામભટ, સોમનાથ ( જીવરામભટનો સાળો )

જીવરામ—( સોમનાથને ) ગયા વરસમાં અમે ગોદાવરીની જાત્રાએ ગયા હતા, તે રસ્તામાં જે જે ગામ આવ્યાં, તે ગામના પંડિતોને બોલાવીને ચરચા કરીને અમે જીત્યા હતા.

સોમનાથ—કેઈ વિદ્યામાં જીત્યા હતા?

જીવરામ—વાચાળ વિદ્યામાં જીત્યા હતા.

સોમનાથ—વાચાળ વિદ્યા તે કેઈ?

જીવરામ—

यत्र शाब्दिकास्तत्र तार्किका, यत्र तार्किकास्तत्र शाब्दिका.
यत्र नो भयं तत्र चोभयं, यत्र चोभयं तत्र नो भयम्.

અર્થ—જ્યાં વૈયાકરણી મળ્યા, ત્યાં અમે તર્કશાસ્ત્રી થયા, અને જ્યાં તર્કશાસ્ત્રી મળ્યા, ત્યાં અમે વૈયાકરણી થયા; અને જ્યાં વ્યાક-

રેણુ કે તર્કશાસ્ત્ર કશું જાણે નહિ, ત્યાં અમે બંને શાસ્ત્રના જાણુ-નાર થયા; અને જ્યાં બંને શાસ્ત્રના જાણુનાર મળ્યા, ત્યાં અમે બંને શાસ્ત્રોની વાત પડી મૂકીને જુદો જ રસ્તો પકડ્યો. વળી શાસ્ત્રીઓએ જે કહ્યું તે અમે કબુલ કર્યું જ નહિ, એ રીતે જીત્યા.

× × × ×

સોમનાથ—જીવરામભટ. તમે કાંઈ સંસ્કૃતનો અભ્યાસ કરેલો કે?

જીવરામ—સંસ્કૃત, ફારસી, અરબી, લાટીન અને અંગ્રેજી એકે વિદ્યા અમારી અજાણી નથી. બધી વિદ્યાઓ અમે જોઈ લીધી છે.

× × × ×

સોમનાથ—ત્યારે સંસ્કૃત શ્લોકનો અર્થ તમે કરો ખરા કે?

જીવરામ—હોવે, શાવાસ્તે ન કરીએ? શું અમે નથી જાણુતા?

સોમનાથ—"रामोलक्ष्मणमब्रवीत्" એટલાનો જ અર્થ કરો જોઈએ?

જીવરામ—"रामोलक्ष्मणमब्रवीत्" (છેલ્લો ત્ લંબા-વીને બોલે છે.)

સોમનાથ—ત્ ટુંકો બોલવો–કેમકે તે ખોડો છે.

જીવરામ—એમાં કાંઈ કઠણુ અર્થ નથી. રામો એટલે રામ, લક્ષ્મણુ તે લખમણુ અને મબ્રવીતે સીતા.

સોમનાથ—શાથી જાણીએ કે મબ્રવી એટલે સીતા?

જીવરામ—રામને લખમણુની જોડે તે સીતા વિના બીજી મબ્રવી કંઈ હોય! એટલું અક્કલથી જાણીએ કે નહિ.

સોમનાથ—પછી ત્ રહ્યો તેનો શો અર્થ?

જીવરામ—ત્ એટલે હનુમાન.

સોમનાથ—શાથી જાણીએ કે ત્ એટલે હનુમાન!

જીવરામ—જોને તૂ નો પગ લંગડો છે કે નહિ?

સોમનાથ—શાબાશ! શાસ્ત્રી બાવા શાબાશ! આવા શાસ્ત્રી તો કાશીમાં પણ નહિ હોય. તમે અંગ્રેજીનો અર્થ કરશો કે?

જીવરામ—અંગ્રેજી શું? તમારે ગમે તે પુછોને?

સોમનાથ—Twinkle Twinkle little star ("टिंवकल टिंवकल लिटल स्टार.") એટલાનો જ અર્થ કરો જોઈએ?

જીવરામ—એમાં શું છે? टिंवकल टिंवकल એટલે ટપકાં ટપકાં, અને લિટલ લિટલ એટલે લીટાં લીટાં, સાહેબ (લોક) કરે છે તે (હાથનો ચાળો કરી બતાવે છે.)

સોમનાથ—એમાં તો આકાશના ચળકતા ચળકતા નાના તારા વિષે છે.

જીવરામ—ત્યારે અમે પણ એ જ કહ્યું કે નહિ? દુનિયાનો સાહેબ આકાશમાં લીટાં લીટાં કરે છે તે.

સોમનાથ—ત્યારે અમારા દરબાર સ્કૂલ સ્થાપનાર છે; તેના માસ્તર તમે થશો?

જીવરામ—હા. સ્કૂલ તો શું પણ કોલેજનું કામે ચલાવી શકીએ.

× × × ×

(મિથ્યાભિમાન નાટકમાંથી).

---

# (૧૩) ફૂલોની જાતમાં વાદવિવાદ અને તેનું સમાધાન કરનાર મુસાફર.

પાત્રોઃ—માળી, ગુલાબ, મુસાફર, કમળ, કેતકી.

માળી—આ દુનિયામાં જે કાંઈ બનેલું છે, તે બધી ઈશ્વરની જ રચના છે. તોપણ આ બાગનાં ફૂલો કે જેનો ઉપભોગ મહારાજા,

સાહેબો, અને બીજા અમીર વગેરે પોતાના આનંદભુવનમાં લે છે તેને હું નીપજાવું છું માટે તેનો રાજા હું જ છું.

મુસાફર—અરે મૂર્ખ માળી, તું નકામી મગરૂરી શું કરે છે. તું આ બાગનાં ફૂલોનો રાજા સમજે છે, પણ તે ફૂલો પોતાને જ પોતાનો રાજા સમજે છે. આ જગત્ પોતાનાં જ તાનમાં ગુલતાન છે, તેઓ પોતાને જ પોતાનો રાજા સમજે છે.

ગુલાબ—મારી વહાલી પ્રજાઓ હું તમારો રાજા છું એમ તમારે કબુલ કરવું પડશે. સાંભળો, હું બહુરંગી છું, જુદા જુદા દેશમાં જુદા જુદા રંગે પ્રકાશ આપું છું. વિલાયત તરફ સફેદ તથા પીળો રંગ ધરૂં છું. બીજા દેશોમાં ફૂલગુલાબી રંગ ધરૂં છું. અને ઉત્તર હદમાં ખરા ગુલાબી રંગ તરીકે ચડતી સુગંધીમાં છું. મારો અર્ક કાઢે છે, તેનું રાજા, રાણી, અમીર, વગેરે માણસો પોતાના બદનપર લેપન કરે છે. હું ત્રણે ઋતુમાં ખીલું છું એટલું જ નહિ, પણ લોકો બાગમાં આવી મને પ્રથમ પુચ્છે છે. જ્યારે મારામાં આટલી બધી ખુબી છે તો હું તમારો રાજા થવાને કેમ લાયક નથી ?

કમળ—અરે મૂર્ખ ગુલાબ, નકામો મિજાજ મૂકી દે. તું તો એક બગીચામાં પડેલું છે. તને તો કદી માણસો ચાહતા હશે તે હું કબુલ કરું છું, પરંતુ હું તો મહાદેવના શીષપર બેસું છું, અને સૂર્ય-નારાયણનાં કિરણો મારી તરફ મિત્રતાથી દૃષ્ટિ કરે છે, ત્યારે તો હું ખીલું છું. વળી ભમરા મારી સુગંધીથી મારામાં લપટાઈ મરે છે. હું જળમાં સદા નહાઉં છું, ભગવાને પોતાની છાતીમાં મને રાખેલું છે; ત્યારે તું રાજા થવાને લાયક છે કે હું ?

કેતકી—અરે નાદાન ફૂલો તમે નકામી તકરાર શું કરી રહ્યાં છો. મારૂં ઝાડ જુઓ, મારી સુગંધી જુઓ, મારી મોહકશક્તિ જુઓ,

ભગવાને મારૂં બિછાનું કરેલું છે, મોટા અજગર મારી સાથે મિત્રાઈ કરી રહેલા છે. વળી હું પરોપકારી છું. મારી ઉત્પત્તિ શરદ ઋતુમાં વિશેષ છે; તો તમારે મને જ રાજા માનવો જોઈએ.

મુસાફર—અરે માળી, હવે તું શું ગર્વ કરે છે. કહે, હવે કોણ રાજા?

માળી—મુસાફર ભાઈ, હવે તમે જ તેનો ન્યાય કરો.

મુસાફર—સુંદર ફૂલો, તમે તમારી ખુબીમાં મસ્ત છો, પણ મગરૂરીથી તમે શોભતાં નથી. આપણે સઘળાં પરમેશ્વરની રૈયત છીએ, આપણો સાચો રાજા તે જ છે; પણ આ જગત્ માટે આપણને રાજા જોઈએ કેમકે તેના કાયદા વગર પ્રજા સુખી થઈ શકતી નથી. તમારો રાજા કોણ તે સાંભળો. આપણા રાજા ત્રણ ગણાય.

૧ આપણી જાત માંહેલો મોટો માણસ.

૨ દેશનો રાજા.

૩ પરમેશ્વર.

ફૂલોની જાતમાં ગુલાબ મોટો છે. માટે તમારો જાતવંત રાજા તે જ ગણાય, બીજો રાજા તમને ઉછેરનાર, તે આ માળી. અને ત્રીજો પરમેશ્વર કે તેની દયા વડે આપણે જીવીએ છીએ. ગુલાબ તથા માળી તો ફક્ત નામના જ રાજા છે, તે જો ગર્વ કરશે તો શિક્ષા પામશે. માટે આપણાથી મોટાને માન આપવું, અને પરમેશ્વરનો ઘણો ઉપકાર માની તેના કાયદાને માન આપી, આ દુનિયામાં આપણા ક્ષણભંગુર દેહનો, તથા ઈશ્વર તરફથી મળેલી સમૃદ્ધિનો કે હોદ્દાનો ગર્વ નહિ રાખતાં નીતિને માર્ગે ચાલી વિનયથી વર્તવું; જેથી ઈશ્વર પ્રસન્ન થઈ મોક્ષપદને આપશે.



# (૨૪) વડ અને ભીંડાનો છોડ.

ભીંડાનો છોડ:—અલ્યા વડ, હું તારા નીચે ઊગ્યો છું. પણ મારે વધવાને જગા જોઈશે માટે તું અહીંથી એકદમ ચાલ્યો જા.

વડ:—(મનમાં) આ છોડ કેટલો બધો ઉછાંછળો અને મગરૂર છે ? (તે સાંભળે તેમ) ભીંડા ભાઈ આપને જેટલું વધવું હોય તેટલું સુખેથી વધજો, પરન્તુ મહેરબાની કરી મને અહીં એકાદ મહીનો રહેવા દેશો તો આપનો મોટો ઉપકાર થશે.

ભીંડાનો છોડ:—સારૂં. જેમ તેમ કરી એક મહીનો અહીં રહેવા દઈશ, પણ તેથી વધારે વખત રહેવા દેવાનું મને બીલકુલ પરવડશે નહિ ?

( એક મહીના પછી ભીંડાનો છોડ કરમાઈ મરી જાય છે )

વડ:—( ભીંડાના છોડને મરતો જોઈ ) કેમ ભાઈ, એક મહીનો થઈ ગયો છે. હવે તમારે વધવું હોય તો હું ચાલ્યો જાઉં ?

ભીંડાનો છોડ:—(મરતાં મરતાં ) ભાઈ, મેં જુવાનીના દહાડામાં આપનું અપમાન કર્યું તેના માટે આપની માફી માગું છું. આપ ઘરડા અને માન આપવા યોગ્ય છો. પણ મેં અનુભવ વિના આપને મૂર્ખાઈથી ખોટું લાગે તેવું કહ્યું, તેથી હવે હું ઘણો પસ્તાઉં છું. ભાઈ, હવે તો હું મરવા પડયો છું. મારા જેવા નાદાનનું બોલ્યું ચાલ્યું માફ કરજો.

પીંપળ પાન ખરંતી, હસતી કુંપળીયાં;
મુજ વીતી તુંજ વીતશે, ધીરી બાપુડીયાં.



# (૨૫) સોગન (શપથ)—સમ ન લેવા વિષે.

( મગન બગલમાં ચોપડી સંતાડી પ્રવેશ કરે છે, અને તેની પાછળ છગન પ્રવેશ કરે છે. )

છગન—અલ્યા મગન ! મગન ! ! તેં મારો ઇતિહાસ જોયો છે ?

મગન—ના, ભાઈ ના, મેં તો નથી દીઠો, જો મેં કોઈ વખતે તારો ઇતિહાસ જોયો હોય તો મને મારા બાપના સમ, મને મારી વિદ્યાના સમ.

છગન—અરે ભાઈ, તને સમ કોણ આપે છે ?

મગન—હું કહું છું તે તું જૂઠું માનતો હોય માટે જ હું સમ ખાઉં છું.

છગન—હું તારૂં કહેવું શું કરવા જૂઠું માનું ?

મગન—બધા છોકરા મને જૂઠો કહે છે માટે.

છગન—બધા છોકરા તને શું કરવા જૂઠો કહે છે ?

મગન—હું સમ ખાઉં છું માટે !

છગન—ત્યારે શું કરવા સમ ખાય છે ?

મગન—હું જાણું છું કે હું સમ ખાઉં તેથી સાચો કહેવાઉં.

છગન—અરે ભાઈ! તું એટલું એ જાણતો નથી કે જે સમ ખાય તે સદાય જૂઠો.

મગન—ત્યારે મેં જ તારી ચોપડી લીધી નથી તે છતાં તું મારૂં કહેવું માનતો નથી.

છગન—બધા તને જૂઠો કહે છે, તેથી મને તો તારા બોલવા ઉપર ભરોંસો આવતો નથી.

મગન—હું સમ ખાઉં છું તોયે કેમ ભરોંસો આવતો નથી ?

છગન—જૂઠાના સમ પણ જૂઠા હોય છે તેથી.

મગન—ત્યારે સાચા સમ ક્યારે કહેવાય ?

છગન—સાચાને સમ ખાવા પડતા જ નથી તું જ કહેને તારા બાપના સમ એટલે શું ?

મગન—જો હું જૂઠું બોલતો હોઉં તો મારો બાપ મરે એમ હું કહું છું.

છગન—અરે રામ રામ, તારી ચોરી છૂપાવવાને તું તારા બાપને પણ મારી નાંખવા બીહીતો નથી!! ધિક્કાર છે તારા સમને! જા દૂર (નીકળ) મારી પાસેથી !! ધક્કો મારે છે, તેથી બગલમાંની ચોપડી પડી જાય છે. તે જોઈને અલ્યા! આ શું લાવ, જોઉં (એમ કહી ચોપડી ઉપાડી લે છે અને આમતેમ ફેરવી જોઈને ) અલ્યા! આ તો મારો ઇતિહાસ! લુચ્ચા ચોર ! ! ! તું તો ના કહેતો હતો ને કે મારી પાસે નથી, ત્યારે આ ક્યાંથી નીકળ્યો ?

મગન—(સગબગ થઈને બે હાથ જોડીને ) ભાઈ સાહેબ, મેં ભૂલ કરી છે. આ બીના મહેરબાની કરી કોઈને કહેશો નહિ.

છગન—અરે લુચ્ચા ચોર ! હું કોઈને નહિ કહું તોયે તારૂં આ કૃત્ય પરમેશ્વર તો જાણે છે જ.

મગન—હેં ! ત્યારે હવે હું શું કરું ?

છગન—તું ચોરી કરી, જૂઠું બોલ્યો, અને સમ ખાધા. એવા ત્રણ ગુન્હા કર્યા છે. માટે હવે ચાલ મહેતાજી સાહેબ પાસે.

મગન—ભાઈ સાહેબ ! તને પગે લાગું છું. આટલો ફેરો મને માફી આપ, અને આ વાત મહેતાજી સાહેબને કહીશ નહિ. અને ફજેતી કરીશ નહિ. હવેથી હું કોઈ દહાડો ફરીથી ચોરી નહિ કરું.

છગન—પણ તું હવે જૂઠું બોલીશ ?

મગન—ભાઈ, હવે જૂઠું પણ નહિ બોલું.

છગન—વળી સમ ખાઈશ ?

મગન—ના ભાઈ ના, સમ પણ નહિ ખાઉં.

છગન—ત્યારે જા આટલો ફેરો હું તને માફ કરું છું.

( એમ કહી બન્ને જણ વિનયપૂર્વક નમન કરી છૂટા પડે છે. )

# (૨૬) ચાંદો અને સુરજ.

પાત્રો:—ચાંદો, સુરજ, પરમેશ્વર.

ચાંદો—ભાઈ સુરજ, તારા કરતા હું મોટો છું.

સુરજ—ના ભાઈ, તારા કરતાં હું મોટો.

ચાંદો—ચાલો, ત્યારે આપણે પ્રભુ પાસે ન્યાય કરાવીએ.

( બન્ને પ્રભુ પાસે ન્યાય કરાવવા માટે પોતાની શ્રેષ્ઠતા બતાવે છે. )

સુરજ—મહારાજ હું ઉગું છું ત્યારે દિવસ થાય છે.

ચાંદો—હું રાત કરું છું, અને કોઈ કોઈવાર નાનો મોટો બનીને રાતને શણગારું છું.

સુરજ—જીવજંતુ, ઝાડપાન સૌ મારાથી જીવે છે. મારા વગર અંધારામાં તે બધું મરી જાય.

ચાંદો—તું તો તે બધાંને તારા ગરમ તાપથી બાળી નાંખે, પણ હું તેમને આરામ અને ટાઢક કરું છું.

સુરજ—હું ઋતુઓના ફેરફાર કરીને સ્વાદિષ્ટ ફળ, મેવા, ફળો આપું છું, અને એમ વરસોવરસ પુરાં પાડું છું.

ચાંદો:—હું પુનેમ અને અમાસ કરી મહીના કરું છું.

સુરજઃ—હું પાણીની વરાળ કરી ઉંચે ચઢાવી વાદળાં જમાવું છું અને વરસાદ આણું છું; તેથી હું સૃષ્ટિને ઘણો જ ઉપયોગી છું.

ચાંદો—હું પુનેમ અને અમાસે દરીઆના પાણીમાં ભરતી-ઓટ કરું છું.

પરમેશ્વર—તમારા બેઉનું કહેવું ખરૂં છે. બન્ને પોતપોતાની સોંપેલી ફરજ બજાવવામાં સરખા છો પણ દરજ્જામાં સુરજ મોટો છે, સુરજને આધારે આ પૃથ્વી અને બીજા આઠ ગ્રહો સુરજની આસપાસ ફરતા ફરે છે, અને પૃથ્વી એક ગ્રહ છે, અને તેની આસ-પાસ ચાંદો ફરે છે માટે ચાંદો તો સુરજના ચાકરનો ચાકર અને પુછડાનું પુછડું જ કહેવાય. (બટુક પાઠાવળી.)

## (૧૭) કેળવણીનું ફળ.

સ્થળ:—શાળા કે સમારંભ સ્થાન.

પાત્રોઃ—યમુના અને કાશી નામની બે બાળાઓ.

(યમુના કેળાં, બોર, જાંબુ, દાડમ. જમરૂખ, નારંગી, સફર-જન, બદામ, ચારોળી, દ્રાક્ષ, અંજીર, પીસ્તાં વગેરે એક છાબડીમાં ગોઠવીને સર્વ સભાજનો દેખે તેવી રીતે હાથ ઉંચો કરી હથેલીમાં ઉંચકીને પ્રવેશ કરે છે, અને બોલે છે.)

યમુના—કોઈ મેવો લ્યો રે મેવો...........

(કાશી પ્રવેશ કરે છે.)

કાશી—કેમ બે'ન, તમે શું વેચો છો ?

યમુના—બે'ન, હું આ જાત જાતનો મેવો વેચું છું.

કાશી—જોઉં, છાબડી નીચે તો ઉતારો, અને મને તે બતાવો તો ખરાં કે એ કેવાં છે.

યમુના— ગાયન.

બોર રાતું ને જામ્બુ કાળું છે, વળી દાડમ તે સહુથી સારૂં છે;
કેળું લાંબું ને રૂપાળું છે, સીતાફળનો સ્વાદ વારૂ છે.
રામફળ ને જમરૂખ રૂડાં છે, નારંગી, સફરજન સારાં છે;
બદામ, ચારોળી ને દ્રાક્ષ મીઠી છે, અંજીર, આલુ ને પીસ્તાં રૂપાળાં છે.

બે'ન આ બધો મેવો છે, તેમાંથી તમને પસંદ પડે તે લ્યો.

કાશી—બે'ન આ બધું ક્યાંથી લાવ્યાં ?

યમુના—શ્રીમંત મહારાજા સાહેબના બાગમાંથી.

કાશી—બે'ન એ બાગ કોણે બનાવ્યો છે.

યમુના—માળીએ.

કાશી—બે'ન, તમે શી જ્ઞાતિએ છો ?

યમુના—માળી,

કાશી—ત્યારે તો આ બધું બગીચામાં તમારી જાત મહેનતથી નીપજાવ્યું હશે ?

યમુના—હા બે'ન, શ્રીમંત મહારાજા સાહેબે કેળવણી રૂપી વિદ્યાબાગ ફેલાવ્યો છે તેમાંથી ફળરૂપી જેટલી વિદ્યા લઈ શકાય તેટલી લ્યો.

કાશી—ઠીક બ્હેન.

(બન્ને વિનયપૂર્વક નમન કરીને છુટાં પડે છે.)

# (૨૮) ભર્તૃહરિ અને વિક્રમ.

---

ભર્તૃહરિ—વિક્રમ! બાપુ! તું આવો કેમ થઈ ગયો છે?

વિક્રમ—મહારાજ અરણ્યવાસી થયા ત્યારથી જ આપનો દાસ આવો દેખાય છે. ત્યાં સુધી તો તેને શિરછત્ર જેવી મહારાજની આજ્ઞા હતી, અને તે રસાળ જંગલોમાં સુખી હતો; આજે તે ફરી સુખી થયો મહારાજ.

ભર્તૃહરિ—બાપુ, તું મને ક્ષમા આપી શકયો છે. તું ઉદાર છે. તું માળવાનો રાજા થઈ શકશે, ત્યાંની પ્રજા સુખી છે? તું ત્યાંથી આવતો હશે?

વિક્રમ—નહિ; મહારાજ. માળવા સુખી નહિ હશે; આપ વિના તે કયાંથી સુખી હોય? આપ ગયા અને માળવા પર દુશ્મનોના હાથ પડવા લાગ્યા—એમ મેં સાંભળ્યું; મહારાજ, માળવાએ કદી ક્રૂરતાને કે શત્રુને જોએલ નથી તેથી બહુ ગભરાટમાં હશે; આપ આપની ભૂમિને ગભરાટથી દૂર કરો; ત્યાં પધારી ફરી રાજયદંડ ધારણ કરો; હું તો ત્યાં જઈ શકયો નથી. મહારાજની આજ્ઞાનો ભંગ થાય તેના કરતાં દશ માળવા ઉજ્જડ થાય તેની મને થોડી ચિંતા છે. છતાં મહારાજ, માળવા, આપની ચાખડી જેવું મ્હારૂં શિરછત્ર છે. તેનાપર કજા લાગે એ હું કેમ સહી શકું? આપની પાસે વિજ્ઞપ્તિ કરવા આવ્યો છઉં. આપ પધારો, કૃપા કરો, માળવાનો અંધકાર દૂર કરો.

ભર્તૃહરિ—બેટા! અંધકાર? નહિ, પરમાત્માનો પ્રકાશ સર્વ સ્થળે છે. એક માળવામાં કે એક બ્રહ્માંડમાં, એક દિવસ વા એક જુગ, અંધકાર જેવું કંઈ દેખાય તે વાત બહુ મોટી નથી. હું પોતે

તો રાજા થવા હવે ઇચ્છતો નથી. તું અંધકાર દેખે છે તો તું તેને દૂર કર; હું તો દેખતો નથી એટલે શું દૂર કરું ? તાત, ગુરુના આ આશ્રમમાં ઉજાસ અને અંધકારની કાંઈ જુદી જ દષ્ટિ છે, અને તે જ સાચી છે, હું તો હજુ એક છેક નાનો જિજ્ઞાસુ છું: છતાં માળવામાં હવે મ્હારે માટે સુખ, ફરજ કે કંઈએ નથી.

વિક્રમ—મહારાજ માળવાને નિરાશ નહિ જ કરે એવી મને આશા આવી હતી; મહાનુભાવ, તે પ્રજાનાં સુખદુઃખ જાણવા જેટલી પણ હજુ કૃપા રાખો છો તો માળવા હજુ આપથી જ ધણીઆતું કા નહિ થાય ? આપ વિના એ ધરા ખારા પાણીએ રડે છે, આપ વિના, આપ જેવા ભોક્તાના વિયોગમાં રસવૈભવ પણ વ્યાકુલ છે, આપ વિના કોઈને સુખ નથી.

ભર્તૃહરિ—ભાઈ, તું હજુ બાળક છે, આંહી ભુજાનું ઓશીકું અને પૃથ્વીની બિછાતમાં મને જે આરામ મળે છે, તે ત્હારો વૈભવ હવે મને નહિ આપી શકે; ગળગળો થા નહિ; મ્હારે માટે દુઃખ કરવા જેવું કંઈ નથી. માળવાનો વૈભવ કદાચ કોઈ માટે રડે પણ એ તો બાળકનાં રમકડાં; બાપુ, આંહીનો અનાદિ અનંત રસવિભવ નથી કોઈને રડતો અને નથી રાજાને માન આપતો કે કંગાળને તરછોડતો. વધારે તો એવું છે કે જ્યારે સર્વમાં સર્વત્ર ભય છે ત્યારે આ વિભવ કેવળ નિર્ભય છે. તે પામ્યા પછી તેને સાચવી રાખવા કશી દરકાર કરવી પડતી નથી. પછી તો તેને માટેની પણ જેટલી ઓછી ચિંતા તેટલો તે વિશેષ નિકટ રહે છે. બાપુ, આ વનકુળમાં, કે કોઈ દિવસ અનાયાસે ઠોકર લાગતાં મળી આવતા શ્મશાનના લાડુમાં જે સ્વાદ છે તે પિંગળાની રસોઈમાં નહોતો.

વિક્રમ—મ્હારી એ પશ્ચાત્તાપના અગ્નિમાં બળી ખાખ થઈ

જતી માતા પર પણ દયા ઘટે. વળી માળવાની ભૂમિ જેવી પવિત્ર મ્હારી અન્ય માતાઓ પર પણ કરુણા, મહારાજ.

ભર્તૃહરિ—બેટા, પિંગળા પશ્ચાત્તાપથી પવિત્ર થશે. અન્ય માતાઓ પણ પવિત્રતાથી શાન્તિ મેળવી શકશે, પણ ત્હારા દુઃખને તું દૂર કર; મ્હારી વાત સાંભળ, મ્હારા પગમાં પડી તને આજે રડતો જોઈને–તને દેશવટો મળ્યો તે દિવસની માફક તને રડતો જોઈને–મ્હારી સ્મૃતિ તાજી થાય છે, ભાઈ. તને જોયો તેથી જ માળવાના સમાચાર પૂછવાનું મન થયું. હૈયાફાટ રડતી પત્નીઓ પાસેથી "માતા" કહી ભિક્ષા માગી આવનાર દીલ તને જોઈ ગળી ગયું. આ આત્મા હજુ રક્તના સંબંધને છોડી શક્યો નથી. હૃદયને હજુ કાંઈ વધારે થાય છે. જે અમરફળ પિંગળા ખાઈ શકી નહિ તે હું પણ ક્યારે ખાઈ શકીશ તે મને હજુ સૂઝતું નથી. હું પ્રેમમાં ઉદાર થઈ શક્યો ન હતો, તેને પરમ વિરાગ ક્યારે મળશે?

વિક્રમ—આપ મહાનુભાવ ઉદાર નહિ!? ક્યારે નહિ? એક નહિ અત્યારે આ હીનભાગ્ય આપના બાળક તરફ–નહિ તો ક્યારે નહિ? દાસ સમજી શકતો નથી.

ભર્તૃહરિ—ખરૂં કહું છું વિક્રમ–હું રાજા થવાને યોગ્ય નહતો. પણ તેને માટે મને બહુ લાગતું નથી. હું રાજા થવાને જન્મ્યો ન હતો; પણ વિક્રમ, હું મને જેવો માનતો હતો તેવો સૌંદર્ય અને સ્નેહને સર્વસ્વ અર્પનાર પણ ન હતો. હું સ્નેહી થવાને યોગ્ય જ ન હતો. જો હું ખરો રાગી થઈ શક્યો હોત તો અત્યારે વિરાગી પણ થઈ શક્યો હોત! ગુરુદેવે અત્યાર સુધીમાં મને અમરત્વની ચાવી બતાવી હોત. વિક્રમ, કદાચ આ કફનીની પણ અપેક્ષા જ રહી ન હોત. માળવા,

પિંગળા અને વિરાગ, એ ત્રણમાંથી ગમે તેણે અત્યાર સુધીમાં મને અમરફળ આપ્યું હોત.

વિક્રમ—મહારાજ, મ્હારી બુદ્ધિ મુંઝાય છે.

ભર્તૃહરિ—તુ સર્વ સમજશે, વિક્રમ. એક દિવસ કદાચ મ્હારા જેવાનો ગુરુ થશે. તું ત્હારા ભાઈ કરતાં વધારે ઉદાર છે.

વિક્રમ—મહારાજ. શરમાવો નહિ.

ભર્તૃહરિ—ભાઈ, સત્યમાં શરમાવા જેવું કાંઈ જ નથી; સાંભળ.

વિક્રમ—સાંભળવા ઉત્સુક છું; મહારાજ.

ભર્તૃહરિ—વિક્રમ, મેં તને દેશવટો દીધો હતો તે દિવસ તું નહિ ભૂલી ગયો હોય, કદાચ કદી પણ તે નહિ ભૂલી શકે. એ ઘા મ્હોટો હતો અને મર્મનો હતો–કેમ વિક્રમ બોલતો નથી.

વિક્રમ—મહારાજ, હું તો આપનું બાળક, આપનો દાસ, આપનો વેચાણ. મ્હારે ભૂલવાનું કે ન ભૂલવાનું શું હતું? ઉજ્જેણમાં રહીને પણ આપની સેવા બજાવતો હતો; અને જંગલમાં જઈને પણ આપને રટતો હતો. દુઃખ તો મને એટલું થતું હતું કે સત્ય આપ જોશો અને જ્યારે જોશો ત્યારે આપને શું નહિ થાય? ક્ષમા કરશો–મહારાજ, મને મ્હારી નહિ પણ આપના કોમળ હૃદયની દયા આવતી હતી.

ભર્તૃહરિ—એ તો ત્હારૂં મ્હોટું ઉદાર દીલ–વિક્રમ ખરૂં, જ્યારે મેં સત્ય જોયું ત્યારે મને બહુ દુઃખ થયું, પણ એ તો થોડા કાળમાં હવે બહુ જુનો ઇતિહાસ થઈ ગયો. મ્હારે કહેવાની વાત તો જુદી જ છે. તેને દેશવટો અપાયો તે નહિ પણ જે હેતુથી એ અપાયો તે મ્હારા જીગરનો કાંટો છે, અને મ્હારે કરવાની વાત પણ એ જ છે.

વિક્રમ—ફરમાવો મહારાજ.

**ભર્તૃહરિ**—મેં તને દેશવટો આપ્યો ત્યારે હું રાજા તો ન જ હતો. તેમ સૌંદર્યનો ભોક્તા પણ ન જ હતો. એ ભૂલમાં પણ કાંઈ મહત્તા આવી શકી હોત, પણ ત્યારે આ હૃદય તેને પિછાનતું ન હતું, અને તેથી હું છેક પામર હતો.

**વિક્રમ**—મહાનુભાવે એક તરફી ઇન્સાફ કર્યો હતો. એથી વિશેષ હું કાંઈ વિચારી શકયો નથી.

**ભર્તૃહરિ**—તું કે મ્હારા વિના અન્ય કોઈ પણ વિચારી શકે નહિ એવી એ વાત છે. મનુષ્ય સ્નેહમાં છેતરાઈને ભૂલ કરે તોપણ તે સ્વાર્થની ભૂલ તો ન જ હોવી જોઈએ. સૌંદર્યનો ભોક્તા કાંઈ પણ કરે તે પોતાની ખાતર નહિ પણ સૌંદર્યની ખાતર.

**વિક્રમ**—મહારાજ, મ્હારી બુદ્ધિ હજુ નિર્ણય કરી શકતી નથી; પણ મારૂં હૃદય કાંઈક ગ્રહણ કરતું હોય એમ લાગે છે. આપની ભાવના આપ જેવી જ ઉદાર દીસે છે.

**ભર્તૃહરિ**—તું સમજી ગયો, વિક્રમ. તોપણ સાંભળ અને વધારે સ્પષ્ટતાથી જો. એક સૌંદર્યમૂર્તિને તેં અપમાન આપ્યું, તે કરતાં જે સૌંદર્યને હું ચ્હાઉં છઉં તેને તેં અપમાન આપ્યું એ માન્યતાથી મને કાંઈ વિચિત્ર લાગણી થઈ આવી હતી. મ્હારા સ્નેહસ્થાનમાંથી જે ઉદાર પ્રવાહ મને મળતો હતો તે બંધ પડી ગયો; મ્હારાં નેત્ર બંધ થઈ ગયાં; હૃદયનો રસ સુકાઈ ગયો. એ અહંકાર દૂર રહ્યો હોત તો હું હકીકતને શાન્ત ચિત્તથી તપાસી શકત અને ત્યાં એ ભૂલથી કદાચ તને શિક્ષાએ કરત, છતાં અત્યારે મ્હારા પર નરકનો પ્રવાહ વહ્યો તે તો દૂર જ રહ્યો હોત; મ્હારી ભૂલથી પણ હું સ્વર્ગ તરફ જ ખેંચાયો હોત. મ્હારા પર તેની અત્યારે તો કશી અસર જ ન હોત, હું ન્યાયમાં અપકવ રહીને પણ સૌંદર્યસ્નેહમાં પકવ થયો હોત.

વિક્રમ—સત્ય મહારાજ.

ભર્તૃહરિ—અને જ્યારે મ્હારી ભૂલ જોઈ—ત્યારે પિંગળા મને ચ્હાતી નથી એ વાત સ્પષ્ટ સમજાઈ ત્યારે જ હું રાજા થવાને યોગ્ય થયો હોત; પરંતુ અહંકારે જનક થવા ન દેતાં વનવાસ અને એકાંત સ્વીકારાવ્યાં.

વિક્રમ—મહાનુભાવ ઇચ્છશે તે થઈ શકશે. આપના આ વિચારમાં માળવાનો કોઈ મહાન ભાગ્યોદય છે, મહારાજ.

ભર્તૃહરિ—નહિ-વિક્રમ-હું ભૂતકાળની વાત કરું છઉં તે ભૂલી જા નહિ. અત્યારે તો હું જડભરત થવા ઇચ્છું છું. એ એક ક્ષણ હતી; જેથી જનક બની શકયો હોત—કે જે બનું છઉં તે બનવા આંહી આવ્યો હોત, હૃદય હવે તો આ તરફ ઢળ્યું. હું તેને એમ ઢળવા દેઈશ; બાપુ. જનકમાં અને જડભરતમાં એક જ રુધિર હતું, જ્ઞાન હતું, એક જ હિત હતું. ત્હારી આશાનો આ વાત સાંભળી ભંગ થાય છે, ત્હારા ભાઈને જડભરત બનતાં જે કાળ જશે તે કરતાં બહુ ઓછો કાળ તને જનક બનતાં જશે. ભાઈ, રાજા થા, અને સ્વાર્પણને સમજ, અને હું પણ આંહી રહીને તેનો જ ઉપાસક છું.

વિક્રમ—પણ-મહારાજ, આપ રાજા થઈ વધારેનું હિત કરી શકશો. ક્ષમા-મહારાજ, પણ આપના જન્મથી મેળવેલા કાર્યમાં પ્રવૃત્ત થાઓ.

ભર્તૃહરિ—હું મ્હારા જન્મથી મેળવેલા કાર્યમાં જ પ્રવૃત્ત છું. સર્વને એક જ કાર્ય છે અને તેમાં સર્વ પ્રવૃત્ત છે. હિત તો પરમાત્મા કરશે. અમે આળસુ નથી પણ દુનિયા તેમ દેખે તો જેમ અમે તેના અહંકારની ધડમથલને ક્ષમા આપીએ છીએ તેમ તે અમારી નિવૃત્તિની શાન્તિને ક્ષમા આપે એટલું જ કહેવાનું છે. હવે રાજ્યની

વાતને જવા દે; ત્હારો એ પ્રયાસ વ્યર્થ છે; વિક્રમ—

વિક્રમ—મહારાજ—

ભર્તૃહરિ—કશું નહિ તાત! પણ મ્હારે કહેવાનું હતું તે રહી ગયું. મ્હારા માર્ગમાં મને અત્યાર સુધી પણ જે નડે છે તે તું જો, તને તે ઉપયોગી થશે. સંન્યાસીને જે ઉપયોગી છે તે રાજાને પણ ઉપયોગી છે, વિક્રમ.

વિક્રમ—ફરમાવો–મહારાજ.

ભર્તૃહરિ—તને દેશવટો આપવામાં આ હૃદય જે અહંકારને વશ હતું તે જ અહંકારે પિંગળા પર આ હાથમાં તલવાર ઉપડાવી હતી. પિંગળાએ જે અનર્થ કર્યો તેથી આ હૃદયનો અનર્થ ન્યૂન શિક્ષાપાત્ર નહોતો, કદાચ વધારે હતો અને તે દેશનું વિષ આ હું ત્હારી સાથે વાત કરું છું ત્યારે છેક અત્યારે ઉતરી જતું હોય એમ મને લાગે છે; તે વિચારથી મને કોઈ અવર્ણ્ય ગંભીર આનંદ પ્રાપ્ત થાય છે.

વિક્રમ—આપના આનંદમાં જ સદા મ્હારો આનંદ સમાયો છે. કહો, મહારાજ.

ભર્તૃહરિ—નહિ, હજુ મ્હારા આનંદની વાત સાંભળવાનો કાળ નથી આવ્યો, અત્યારે તો તું મ્હારા ખેદની વાત સાંભળ.

વિક્રમ—તૈયાર છું–મહારાજ.

ભર્તૃહરિ—મ્હારે માટે નિર્માએલું અમરફળ ત્યારે સ્નેહાંધ હુંથી ચખાયું નહિ–છેવટ તું તો એટલું જ જાણે છે કે મેં તે પિંગળાને ધર્યું; પણ શૃંગારમાં અંધ બનેલી પિંગળાએ પોતાના શૃંગારને અમરત્વ ઇચ્છયું, શૃંગાર સ્નેહ વિના અમર રહી શકયો નહિ સ્નેહ વિનાના શૃંગારે દેવી ફળને નશાના તામસી ઘેનમાં શેરીની એક

વેશ્યાના ઘરમાં ફેંકી દીધું. સામાન્ય મનુષ્યના હાથમાં એ ફળની કિંમત સ્થૂલ ધાતુમાં આવી રહી અને દ્રવ્ય થાચતુ એ ફળ મ્હારી પાસે ફરીથી આવ્યું.

વિક્રમ—પછી, મહારાજ,

ભર્તૃહરિ—પિંગળાના સ્નેહની વાત ખુલ્લી થઈ; બહેતર હતું ત્યારે કે મ્હારા સ્નેહસ્થાનને મ્હારે તૃપ્તિ આપવી. પિંગળાનો હસ્ત તેના શૃંગાર સાથે જોડી દેવો. પરંતુ અહંકારે સર્વ ઉલટું જ કર્યું. પિંગળાના શૃંગારને મેં હદપાર કર્યો, એક પશુની માફક હું પિંગળાપર ધુરકયો; અને જે એટલો બધો કાળ મ્હારી પૂજાની મૂર્તિ હતી તેનો વધ કરવા એક જંગલીની માફક તૈયાર થયો. એ જલ્લાદનું કાર્ય તો મ્હારાથી થયું નહિ. હું અટકયો, પરંતુ તે તો સ્ત્રીહત્યાના ડરથી; સ્નેહહત્યાના ડરથી નહિ. રાજ્યવિભવ, દોલત, સર્વ મને ખારાં ઝેર જેવાં થઈ ગયાં; ભાઈ જેવા ભાઈને દેશવટો આપવાના અવિચારી કૃત્યનો મને પશ્ચાત્તાપ થવા લાગ્યો. હું અહીં આવ્યો. જ્ઞાનની ખાતર નહિ, પણ જીગરમાં લાગેલી આગ બુઝાવવાને. પરંતુ મન મુસાફરીએ નીકળતું નથી; ઘરની આગથી ડરી જંગલમાં આવ્યો ત્યાં પણ મ્હારે માટે તો આગ જ હતી.

વિક્રમ—મહારાજ, સહી શકાતું નથી.

ભર્તૃહરિ—સાંભળ, વિક્રમ-સાંભળ, દર્દની કથા હવે બહુ બાકી નથી, તેમ એ સમયમાં જે મને થતું તે દુઃખ રોવાની ઇચ્છા પણ નથી; એ તો હતું ન હતું થઈ ગયું.

વિક્રમ—હા, મહારાજ.

ભર્તૃહરિ—પછી તો અમરફળ જો કે મ્હારી પાસે જ હતું, તોપણ એવા દેહમાં અમર રહેવા કરતાં તો, આત્મઘાતથી પણ આ દેહ દૂર કરવાનું મને ત્યારે ગમતું હતું.

વિક્રમ—મહારાજ, મહારાજ !!

ભર્તૃહરિ—પણ અહો ! ભટકતાં ભટકતાં આ સુંદર સ્થાન જડી આવ્યું, ગુરુ મળી ગયા, ફળ મેં એમને ધર્યું; પરંતુ એ મ્હારે જ ચાખવાનું હતું, એવી ગુરુદેવની આજ્ઞા થઈ; કાળ જતો ગયો તેમ શાન્તિ થતી ગઈ. ગુરુની વાણીના સ્નાનથી અને પવિત્ર સહવાસથી અલખની ઝાંખી પણ થવા લાગી; જે દૂર કરવાનું હતું, જે ક્ષણે ક્ષણે નડતું હતું તે પકડાઈ ગયું. હવે તો આનંદ છે, વિક્રમ.

વિક્રમ—મહારાજ હવે અમરફળ આરોગો અને અમર રાજ્ય ભોગવો; મ્હારી સાથે પધારો.

ભર્તૃહરિ—બેટા, અમર રાજ્ય તો અહીં જ છે, તું મને ક્યાં લઈ જઈશ ? વળી તું જાણતો નથી કે સંન્યસ્તથી અમરફળ ચાખનાર જડભરત બને છે અને રાજ્યથી અમરફળ ચાખનાર જનક બને છે; મને સંન્યાસી રહેવા દે. તું રાજા થા.

વિક્રમ—કૃપાળુ, મારૂં દુઃખ દૂર થઈ શકતું નથી, હું એ સહી શકતો નથી.

ભર્તૃહરિ—શું ? વિક્રમ ! તને ત્હારી દયા આવે છે ? ! એમ જ હોય તો મને ત્હારી વધારે દયા આવે છે.

વિક્રમ—દયા કે ન દયા એવો અત્યારે તો મ્હારા હૃદયમાં વિચાર જ નથી; મહારાજ, મ્હારો ખેદ દૂર થતો નથી.

ભર્તૃહરિ—શાબાશ, બેટા, તું અર્ધ વાત તો સમજી ગયો; હવે રાજા થવાનો નિર્ણય કર અને ત્હારો ખેદ દૂર થશે. મ્હારૂં નિર્માણ સંન્યાસીમાં છે; ત્હારૂં નિર્માણ રાજ્યમાં છે. બન્નેનું છેવટનું નિર્માણ તો એક જ છે.

લેખક—સંસ્થાન 'લાઠી' ના સ્વર્ગસ્થ ઠાકોર,
**શ્રી સુરસિંહજી તખ્તસિંહજી ગોહિલ–ઉપનામ.**
**કલાપી.**

# (૨૯) કર્ણ અને કુન્તિ.

(કૌમારાવસ્થામાં કુન્તિની કુખે કર્ણ અવતર્યો. શરમના માર્યા કુન્તિએ કર્ણને તજ્યો. સારથિ અધિરથને ત્યાં તે ઉછર્યો. અત્યારે કૌરવોના સૈન્યનો કર્ણ સેનાધિપતિ છે. કુન્તિ પાંડવોની માતા છે.)

કર્ણ—આ પવિત્ર ગંગાતટે અસ્તાચળે ઉતરતા સૂર્યદેવની હું અર્ચના કરી રહ્યો છું. મારૂં નામ કર્ણ. સારથિ અધિરથનો હું પુત્ર. કહેશો કે આપ કોણ?

કુન્તિ—જે દેવની તું અર્ચના કરે છે તેના પ્રકાશનું હું પ્રથમ દર્શન કરાવનાર.

કર્ણ—આપનું કથન નથી સમજી શકતો, પરંતુ આપની અમીદૃષ્ટિ પર્વત પરના બરફને પિગળાવનાર સૂર્યરશ્મિઓની માફક મારા હૃદયને પિગળાવે છે. ભૂત કોઈ અગમ્ય પ્રદેશ પ્રતિ આપનો ધ્વનિ મને ખેંચી જાય છે. માતા, કહો તો ખરાં કે કઈ ગુપ્ત ઘટના સાથે મારો જન્મ સંબંધ ધરાવે છે?

કુન્તિ—ધીરજ ધર, બેટા. હમણાં જ જયારે જગત્ અંધકારમાંથી આચ્છાદિત થશે અને સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય વ્યાપી રહેશે ત્યારે ત્હારા પ્રશ્નનો હું ઉત્તર આપીશ. દરમ્યાન તને હું આટલું જણાવું છું કે હું કુન્તિ.

કર્ણ—કુન્તિ? અર્જુનની મા.

કુન્તિ—ખરેખર, ત્હારા સમોવડિયા અર્જુનની મા. પરંતુ આ વાર્તાને ત્હારા હૃદયમાં સ્થાન આપી મને ધિક્કારતો ના. રાત્રિના તારલાઓ વચ્ચે પરોઢના પ્રથમ પ્રકાશની માફક હસ્તિનાપુરનાં રણક્ષેત્ર

પર તું એક અપ્રસિદ્ધ યુવાન બહાદુરીથી કદી આવ્યો એ દિવસ મને યાદ છે. અન્ય રાજવંશી સ્ત્રીઓ સાથે પડદા પાછળ બેસી ત્હારા ખુલ્લા, દુબળા શરીર પ્રત્યે અશ્રુપૂર્ણ નયને નિરખી ત્હારા પર અંતરના ગુપ્ત આશીર્વાદ કઈ સ્ત્રીએ વરસાવ્યા હતા? ભાઈ, બેટા, અર્જુનની જ માએ. પછીથી શસ્ત્રશાસ્ત્રીએ કહ્યું કે 'સાધારણ કુળમાં જન્મ ધારી, અર્જુન સામે નહિ ઉભો રહી શકે' તું એ સમયે મૌન રહ્યો. દુઃખી હૃદયે નિસ્તેજ ઉભો રહ્યો; પરંતુ તારા દુઃખે દુઃખી થઈ ધુંધવતા અગ્નિને અંગમાં જ કોણ સમાવી રહ્યું હતું? બેટા, એ પણ અર્જુનની જ મા. ભલું થાય. દુર્યોધનનું કે તેણે તારી કદર કરી, કિંમત આંકી અને તે જ સમયે તને અંગ દેશના રાજ્યકર્તા તરીકે સ્થાપી કૌરવપક્ષના એક બહાદુર યોદ્ધા તરીકે સ્વીકાર્યો. તારા આ અધિકારની આનંદદાયક વાર્તા સાંભળી સારથિ અધિરથ ટોળું ભેદી અંદર આવ્યો; તેં મુકુટ તેના ચર્ણે અર્પણ કર્યો. પાંડવો અને તેના મિત્રોએ ત્હારી મશ્કરી કરી. આ સમયે પાંડવ કુળની એક સ્ત્રીનું હૃદય ત્હારી નમ્રતા અને બહાદુરી નિરખી આનંદથી ઉછળી રહ્યું હતું અને એ પણ અર્જુનની જ મા.

**કર્ણ**—પરંતુ પાંડવોનાં જન્મદાત્રિ, આપના અત્રે એકલા, એકાએક આગમન કારણ શું?

**કુન્તિ**—મ્હારા પુત્ર, તને મારે એક વિનંતિ કરવાની છે.

**કર્ણ**—આજ્ઞા કરો, અને ક્ષત્રિયકુળને છાજતું સર્વ કાંઈ કરવા હું તત્પર છું.

**કુન્તિ**—બેટા કર્ણ, તને હું તેડવા આવી છું.

**કર્ણ**—ક્યાં?

**કુન્તિ**—માતૃપ્રેમથી તલસી રહેલા મ્હારા હૃદયમંદિરમાં.

કર્ણ—બહાદુર પાંડવોની ભાગ્યશાળી માતા, મારા જેવા એક સાધારણ સરદાર માટે આપને સ્થાન ક્યાં મળશે ?

કુન્તિ—પાંડવો કરતાં ત્હારો અખત્યાર વિશેષ છે.

કર્ણ—મ્હારો અખત્યાર ! અને તે શો ?

કુન્તિ—ત્હારો ઇશ્વિરદત્ત અખત્યાર.

કર્ણ—જગત્ રાત્રિના અંધકારમાં ઘેરાતું જાય છે, સરિતામાં જળમાંયે શાંતિ પથરાતી ચાલી છે અને મારા અંતરમાં મારા બાલ્ય જીવનનાં આછાં સ્મરણો તરતાં જણાય છે. આ સ્વપ્ન હોય, કે વિ-સરાયલી સત્યતાની ઝાંખી હોય. ગમે તે હો. પરંતુ સમિપ આવી મ્હારા શરીરને આપના સ્પર્શથી પવિત્ર થવા દો. કહે છે કે હું માતાના હાથથી ત્યજાયલો છું. ઘણીએ વેળા મારી માતાની મૂર્તિ મેં સ્વપ્નમાં નિહાળી છે. જ્યારે મેં કહ્યું છે કે 'બુરખામાંથી મને આપનો ચ્હેરો બતાવો ત્યારે ત્યારે તે મૂર્તિ અદ્રશ્ય થઈ છે. આ સ્વપ્ન આજે સત્ય સ્વરૂપે પ્રત્યક્ષ થાય છે કે શું ? જુઓ, ગંગાને પેલે પાર આપના પુત્રોના તંબુઓમાં દીપકની જ્યોત ઝળહળી રહી છે; અને આ બાજુ સાગરના તોફાનમાં જેમ તેમ ઉછળતાં મોજાંઓની માફક કૌરવના તંબુઓના ઘુમટ જણાય છે. રણભુમિ પર આવતી કાલના યુદ્ધમાં થનારા ગગનભેદી અવાજો અને તે પૂર્વની અત્યારની રાત્રિની ભયંકર શાંતિ વચ્ચે અર્જુનની માનો સ્વર વિસરાયલા માતૃપ્રેમનો સંદેશ મારી પાસે શા માટે લાવે છે ? મારા નામોચ્ચાર માત્રથી જ તેના સ્વરમાં સંગીત કેમ ઉત્પન્ન થાય છે ? અને મારૂં હ્રદય પાંડવો પ્રત્યે શા માટે વળે છે ?

કુન્તિ—ત્યારે ઢીલ શા માટે ? ચાલ, મારી સાથે.

કર્ણ—હું જરૂર આવીશ. આપને વધારે સવાલોએ નહિ પૂછું

અને કાંઈ શંકાએ નહિ કરું. મારો અંતરાત્મા આપના અવાજને અ-નુસરવા કહે છે. કીર્તિ અને વિજય માટેના યુદ્ધની ઇચ્છા તેમજ ગુસ્સો અને ધિક્કાર પ્રભાતના સૂર્યનાં તેજમાં રાત્રિના અંધકાર પેઠે અદશ્ય થાય છે. કહો આપની સાથે હું કયાં આવું?

કુન્તિ—ગંગાની પેલી પારના તંબુઓમાં.

કર્ણ—મારી અજાણી માતા મને ત્યાં મળશે?

કુન્તિ—ખરે જ.

કર્ણ—ત્યારે આપે અત્યાર સુધી મને જગતમાં અનાથ શા માટે મુકયો? અર્જુન અને મ્હારી વચ્ચે કુદરતી સ્નેહભાવને બદલે આટલો તિરસ્કાર ઉત્પન્ન કરાવવાનું પગલું શા માટે ભર્યું? આનો ઉત્તર આપ નથી આપતાં. શરમના શેરડા આપના મુખપર સ્પષ્ટ દિસે છે. મારો પ્રશ્ન હું પાછો ખેંચું છું. આ ઘટના આપ મને ભલે ન સમજાવતાં, મને આપ માત્ર એટલું જ કહો કે મારા જે સ્વર્ગ સમા સુખનો એક વાર આપને હાથે જ આપે નાશ કર્યો તો પછી આજે મને પાછો બોલાવવા આવવાનું પ્રયોજન શું?

કુન્તિ—તું મને ઠપકો આપ કે ન આપ, પરંતુ મારા હૃદયમાં ઉંડા આઘાત અહર્નિશ થયા જ કરે છે. પાંડવ સમા પાંચ પુત્રો છતાંયે હું તો મને પુત્રની ખોટ જ સમજું છું. પુત્રત્યાગના દુઃખ આ-ગળ મારો સર્વ આનંદ સમી જાય છે. આથી જ આજે હું તને પ્રત્યક્ષ મળું છું. જે દિવસે મેં તારો ત્યાગ કર્યો તે દિવસે એક શબ્દ સરખોયે ઉચ્ચારવાનું તારૂં સામર્થ્ય ન હતું. આજે હું તને વિનવું છે કે તું મને ક્ષમા કર. તારી ક્ષમાદ્વારા મારા અંતરમાં પશ્ચાત્તાપનો પાવક પ્રગટ થશે, મારાં પાપ ભસ્મ થશે.

કર્ણ—માતા, મ્હારાં અશ્રુ ઝીલો.

કુન્તિ—અને પુત્ર, હું તને મારા હૃદય સરસો ચાંપીને જ ચાલી જવા નથી આવી. આજે હું તને તારો હક અપાવવા આવી છું. ચાલ, તારા ભાઈઓ પાસેથી તારો ભાગ લે.

કર્ણ—હું તો રહ્યો સારથિ પુત્ર. એ સુખની મ્હારી ઇચ્છા નથી.

કુન્તિ—ગમે તેમ, પરંતુ તારો રાજભાગ લેવાને તો તારે આવવું જ જોઈએ.

કર્ણ—જે કુદરતી પ્રેમનો આપે ઉગતાં જ ઉચ્છેદ કર્યો તે ફરીથી સજીવન કેમ થાય? શરમ છે મને જો હું સારથિના ઘરની મારી માતાને મુકી રાજાઓની માતા સાથે આવું તો.

કુન્તિ—પ્રિય પુત્ર, તું મહાન છે! હરિ ઇચ્છા બળવાન છે. જન્મતાં જ અનાથ, નિરાધાર મુકેલો તું એક બહાદુર પુરુષ તરીકે આજે પ્રસિદ્ધ થાય છે, એ જાણી મારા આનંદનો પાર કેમ રહે?

કર્ણ—માતા, મારી ચોક્કસ માન્યતા છે કે અમારી વચ્ચેના યુદ્ધમાં વિજયની વરમાળ તો પાંડવો જ પહેરશે. રાત્રિની અવિચ્છિન્ન શાંતિમાં અમારા આ વ્યર્થ સાહસનો સ્વર સંભળાય છે. હારની અણીપર ઉભેલાને ત્યાગવાનું આપ મને ન કહો. પાંડવો ભલે જીતે. હું તો નબળાનો જ સાથ કરીશ. જન્મ્યો તે જ રાત્રિએ આપે મને અનાથ મુકયો. વ્હાલી મા, ફરી એકવાર હાર અને મૃત્યુની રાહ જોતો મને મુકી જાઓ.

શામળદાસ લક્ષ્મીદાસ ગાંધી.

# (૩૦) દેવર્ષિ, ભૂત, ભવિષ્ય વર્તમાનકાળ અને સત્વો.



સ્થલકાલઃ—યોગીજનોની યોગગુફા.

દેવર્ષિઃ—જગતનું મહાભારત આજ ઉઘાડું,
ને વાંચું મંહીથી ત્રિકાળનાં ત્રણ પર્વ.
આદરૂં વિશ્વદર્શનની સમાધિ,
ને ઉકેલું બ્રહ્માંડના પરમભેદ.
ગુફામાં આસન વાળી સમાધિ જમાવે છે.

ફાટો, ઓ ધરતીની ગુફાઓ !
યોગીના આદેશ છે,
પાઠવો પુરાણુ જોગી ભૂતકાલને,
પૃથ્વીમાંથી ભૂતકાલ પધારે છે.

ભૂતકાલઃ—યોગીરાજ ! આદેશ.

દેવર્ષિઃ—બચ્ચા ! જગતની શી સેવા સાધી ?

ભૂતકાલઃ—યોગીરાજ ! ઇતિહાસમૂર્તિ છું,
સૃષ્ટિનું હું સ્મરણ છું,
માનવ કથાનું મહાકાવ્ય છું,
ચિત્રવિચિત્રનો ચોપડો છું.
મહાપુરુષોના અનુભવ છું, ડહાપણ છું.
ઉદાર દૃષ્ટિ છું, યોગીન્દ્ર !
અમૃત અક્ષરે લખું છું સત્કર્મો સાધુઓનાં,

બોધના શબ્દે આલેખું છું.
જીવન-ભૂલો કો અસાધુઓની.
ઢાંકેલા ધરા, ભયની ગુફાઓ
દાખવું છું પ્રવાસીઓને.
મનુષ્યના મનુષ્યત્વના
લખ્યા છે ચાર વેદ મ્હેં,
ને મુકયા છે ચાર દિશાઓમાં.
દેવર્ષિ! સૃષ્ટિનો સુન્દર મહેલ છે,
એ મહેલનો હું વજ્રપાયો છું;
બ્રહ્માંડ જેટલો પુરાણ,
ને બ્રહ્મ જેટલો અવિચળ.
મ્હારૂં નામ 'હતું.'

અન્તરધાન થાય છે.

દેવર્ષિ:—થંભો, ઓ વાયુના વેગ!
યોગીના આદેશ છે,
પાઠવો ચિરંજીવયોગી વર્તમાનને.

વાયુમાંથી વર્તમાન આવે છે.

વર્તમાન:—યોગીરાજ! આદેશ.

દેવર્ષિ:—બચ્ચા! શું સાધ છ જગતનું હિત?

વર્તમાન:—યોગીરાજ! જીવન્મૂર્તિ છું,
જગતની ગતિને પ્રવૃત્તિ છું,
માનવ મહાકથાનો ચાલતો અધ્યાય છું,
ચિત્રવિચિત્રની કલમ છું.
દિવસ ને રાત્રિની પરંપરા,

અન્ધકાર ને પ્રકાશના પડછાયા
પાડું છું સ્થૂલ ને સૂક્ષ્મમાં.
તીક્ષ્ણ દૃષ્ટિ છું, યોગીન્દ્ર!
માનવ જાતિનું મન છું.
પરકમ્માવાસીના પાય છું,
સન્ત જનોની સુવાસ છું,
અસન્તોના ઓછાયા છું.
સંજીવનનું છું મહાસંગીત.
યાત્રાળુઓ તો મ્હારે આમલાં છે.
નથી–નથી કો સત્ત્વ બ્રહ્માંડભરમાં
જે ત્હારે દોરે ન પરોવાયું હોય.
દેવર્ષિ! સૃષ્ટિનો સુન્દર મહેલ છે,
એ મહેલનો હું ફૂલબાગ છું.
નવરંગ ફૂલડે શોભતો,
અજબ વાસનાઓ ફોરતો.
ત્હારૂં નામ 'છે.'

અન્તરધાન થાય છે.

દેવર્ષિ:—ઉઘડો, ઓ આભના પડદાઓ!
યોગીના આદેશ છે,
પાઠવો અદ્‌ભુતયોગી ભવિષ્યને.

આકાશમાંથી ભવિષ્યકાલ ઉતરે છે.

ભવિષ્ય:—યોગીરાજ! આદેશ.
દેવર્ષિ:—બચ્ચા! શું કરીશ જગતનું કલ્યાણ?
ભવિષ્ય:—યોગીરાજ! આદર્શમૂર્તિ છું,
માનવી ને દેવની યે આશા છું,

બ્રહ્માંડની હું કાવતા છું,
પરબ્રહ્મની પ્રસન્નતા છું.
ઉર્ધ્વ દૃષ્ટિ છું, યોગીન્દ્ર!
સહુનું છું મહા આકર્ષણ,
સૃજનને શિખરે સૂર્ય સમો વિરાજી
મોકલું છું કિરણોના દોર
માનવીને ઝાલી ઉંચે ચ્હડવાને કાજ.
ઉત્સાહ છું, અભિલાષ છું, પ્રેરણા છું;
કલ્પના છું અદ્ભુત અમૃતની.
ટેકો છું પડતાંનો,
ઉદ્દીપન છું થાકયાંનું.
તીર્થ છું તીર્થગામીઓનું,
મોક્ષ છું મુમુક્ષુઓનો.
જગતની શકયતાનો ભંડાર,
વિશ્વના વિલાસનું કેન્દ્ર,
મનુષ્યનું દિવ્ય લોચન છું.
દેવર્ષિ! સૃષ્ટિનો સુન્દર મહેલ છે,
એ મહેલનો મિનાર ને ધ્વજ છું;
મહાઆભથી યે ઉન્નત,
ને બ્રહ્મધામની દીવાદાંડી જેવો.
ત્હારૂં નામ 'યશ.'

અન્તરધાન થાય છે. દેવર્ષિ સમાધિમાંથી જાગે છે.

દેવર્ષિઃ—સ્મરણ, પ્રવૃત્તિ ને આદર્શ;
ઇતિહાસ, પરક્રમ્મા ને મોક્ષ;

ત્રણે કાલ સરજ્યા છે સરજનહારે
બ્રહ્માંડની ઉન્નતિને અર્થે.
પડયા છે ભૂતકાલના હિમાદ્રિ,
સમાધિસ્થ, અવિચલ, ને યોગમૂર્તિ;
જન્મે છે ત્હેમાંથી વર્તમાન ગંગા,
વહે છે સદા તે વાડીઓમાં થઇ.
ઉભા છે આરે આરે
તીર્થ, તપસ્વીઓ, ને ઋષિ આશ્રમો.
ઉદ્ધારે છે બ્રહ્માંડ પ્રવાસીઓને,
અને મૂકે છે લઈ જઈ
ભવિષ્યના બ્રહ્મ મહાસાગરમાં.
જગત એટલે ઉન્નતિક્રમ,
બ્રહ્મધામનાં અમૃત પગથિયાં,
જગત અસત્યે નથી,
જગત અનીશ્વરે નથી;
असत्यमप्रतिष्ठं ते जगदाहु रनीश्वरम्.
ગીતા ભાખે છે એને અસુરવાણી.
દેવસંઘને દુનિયા સત્ય જ છે.
ब्रह्म सत्यं जगत्सत्यं जीवोब्रह्म सुहृद्‌द्वयम्.
ગંગા ! ઓ કાલગંગા !
બ્રહ્માંડના ભાગ્યની ઓ ભાગીરથી !
ઓહો, સહુ સૃષ્ટિનાં સત્ત્વો !
દિશાકાલની ગંગાયમુનાનો જય !
બ્રહ્મ ને બ્રહ્માંડનો જય !

દેવર્ષિ ગવરાવે છે, ને સૃષ્ટિનાં સત્ત્વો
બ્રહ્મસંગીત ગાય છે.

**સત્ત્વોઃ**—અહો ! ધન્ય ધન્ય ! હો !
બ્રહ્માંડ કહે છે કે બ્રહ્મ છે;
અહો ! ધન્ય ધન્ય ! હો !
દુનિયા કહે છે કે દેવ છે.
વડાં પાથર્યાં આભનાં પત્ર કાળાં,
લખી તેજના શબ્દથી મન્ત્રમાળા;
દિશાકાલ દોરે ગૂંથ્યા સૌ ખગોળે;
મહાગ્રન્થ બ્રહ્માંડનો બ્રહ્મ બોલે.
અહો ! ધન્ય ધન્ય ! હો !
બ્રહ્માંડ કહે છે કે બ્રહ્મ છે.

**દેવર્ષિઃ**—**कालोस्मि लोकक्षयकृत्प्रवृद्धः**
પ્રભો ! એ છે એકપક્ષી.
ગાવ, ગાવ ફરી એક વેળા
માનવ જાતિની કલ્યાણ ગીતા, ઓ નાથ !
સર્વત્ર નિગૂઢ મહાસત્યની વેદઋચા કે
**कालोस्मि लोकोप्रतिकृत्प्रवृद्धः**-

( જયા અને જયન્ત અંક ૧ લો પ્રવેશ ૭ મો. )

લેખકઃ—**શ્રીયુત ન્હાનાલાલ દલપતરામ કવિ.**

—:·:—

# ( ૩૧ ) મશકવતીનો રાજા અશ્વકેશ અને સેનાપતિ શૂરસિંહ.

પ્રસંગઃ—મેસીડોનિઆ-ગ્રીસનો મહાન દિગ્વિજયી મહારાજા અલેકઝાન્ડર-સિકન્દર ભારતવર્ષ ઉપર ચઢી આવે છે, ત્યારે તેને ભારતવર્ષમાં પ્રવેશતો અટકાવવા માટે પંજાબ-લવકોટ-લાહોરના રાજા પૌરવ, મશકવતીના રાજા અશ્વકેશના સેનાપતિના વેષમાં દાખલ થાય છે, અને ભારતભૂમિની સેવા કરવી એ કર્તવ્ય સંબંધી અશ્વકેશ અને સૈનિકોને પ્રબોધે છે.

સ્થળ:—મશકવતીના કિલ્લા બહારનું મેદાન.

પાત્રો.—અશ્વકેશ-મશકવતીનો રાજા.

શૂરસિંહઃ—અશ્વકેશના સેનાપતિના વેશમાં મહારાજા પૌરવ.

( સેનાપતિ શૂરસિંહ અને પાછળ અશ્વકેશ અને તેમનું સૈન્ય પ્રવેશ કરે છે. )

શૂરસિંહ—દુષ્ટ ગવૈયા, શાન્તિને ચહાનાર ભારતીય પ્રજા ઉપર વિના કારણે ચઢાઈ કરનાર, રાજ્યલોભી, મહત્વાકાંક્ષી, આતતાયી સાથે સંધિ કેવી રીતે થાય ? શું ભારતવાસીઓએ કોઈ કાળે સિકંદરશાહના ગ્રીસ દેશ ઉપર હુમલો કર્યો છે ? શું ભારતવાસીઓએ તેની વિજયી યાત્રા ખાળવા તેના દુશ્મનોને સાહાય્ય કરી છે ? ભારતવાસીઓએ સિકંદરશાહનું શું બગાડ્યું છે કે જેને લીધે તેમણે ભારતભૂમિ ઉપર સ્વચ્છંદી આક્રમણ કરવા નિશ્ચય કર્યો છે ? રાજ્યલોભી સિકંદરશાહ, વિજયાકાંક્ષી સિકંદરશાહ, સમગ્ર પૃથ્વી તાબે કરવાની લાલસાએ અંધ બનેલા સિકંદરશાહ, શું તારા મનમાં એમ

સમજે છે કે ડેરીઅસની જાહોજલાલીથી એશઆરામી બની ગએલી બાયલી, કાયર, ઇરાની પ્રજા પરાસ્ત કરી એટલે સમગ્ર મહીમંડલ જીતાઈ ગયું ? યાદ રાખ કે ભારતીય પ્રજાની નસોમાં દિવ્ય, તેજસ્વી, વસિષ્ઠ, વાલ્મીકિ, વિશ્વામિત્ર જેવા ઋષિમુનિઓનું ઓજસ્વી લોહી વહે છે. મોજશોખમાં લપટાઈ ભારતીય પ્રજાએ પોતાનું શારીરિક અને આત્મિક બળ ગુમાવ્યું નથી. જે સુરાપાન અને વિષયાસક્તિએ ઇરાનીઓનું સત્યાનાશ વાળ્યું છે, તેમનાથી ભારતવાસીઓ હજારો લાખો ગાઉ દૂર છે. વિશ્વવંદ્ય રામ, કૃષ્ણ, ભીષ્મ, ભીમ, અર્જુન, અભિમન્યુ જેવા મહાવીરોના હાથે પરાકાષ્ટાએ પહોંચેલી યુદ્ધકલા ભારતવાસીઓ ભુલી ગયા નથી. મરણને તૃણ માફક ગણનાર નીડર ક્ષત્રિયોનો પુણ્યપવિત્ર ભારતવર્ષમાં તોટો નથી. મદાંધ સિકંદરશાહ, તારા અસંખ્ય દળ સાથે બેલાશક આવ, સાચા ક્ષત્રિયની રીતે તારૂં યથોચિત સન્માન કરવા ભારતવાસીઓ સદા સશસ્ત્ર તૈયાર છે.

અશ્વકેશ—સેનાપતિ શૂરસિંહ, શાન્ત થાઓ. સાંભળવા પ્રમાણે સિકંદરશાહનું સૈન્યબળ અગણિત અને અજેય છે. ભલભલા રાજાઓ માન મુકી તેમના ચરણકમલમાં નમ્યા છે. જેવી રીતે ભડભડ બળતા અગ્નિમાં ભુસ્કો મારી અજ્ઞાન પતંગિયાં બળી જાય છે, તેવી રીતે જય ન મળે તેવા સંયોગમાં આંખો મીંચી કપાઈ મરવું એમાં ડહાપણ નથી. વખત આવ્યે નમી પડવું અને વખત આવ્યે સામા થવું એ જ ખરી રાજનીતિ છે.

શૂરસિંહ—મહારાજ, શું બોલો છો ? નમવું અને ગુલામગીરી એ બેમાં શો ફેર છે ? સાચા, શૂરા, ટેકીલા ક્ષત્રિય વીરો નમવા કરતાં મરવું વધારે પસંદ કરે છે.

અશ્વકેશ—સેનાપતિ, જો જયની પચાસ ટકા, અરે, પચીસ

ટકાએ આશા હોય તો એકવાર નહીં પણ હજાર વાર આપણે મરવાનું પસંદ કરીએ. પણ આપણા વીસ હજાર ઘોડેસ્વાર અને ત્રીસ હજાર પાયદળ સમુદ્ર સમાન ઉભરાતી અને કીડીના રાફડા માફક પ્રસરતી સિકંદરની મોટી સેના આગળ એક બિન્દુ સમાન છે.

શૂરસિંહ—મહારાજ, માતૃભુમિના રક્ષણ માટે ખરા જીગરથી લડનાર એક મરણીઓ ક્ષત્રિયવીર હજારો ભાડુતી સૈનિકોની બરાબર છે. આપનો એકેએક સુભટ જન્મભૂમિ ઉપર આવેલી ભયંકર આફત દૂર કરવા પોતાના સંપૂર્ણ સામર્થ્યથી લડશે એમાં જરાકે સંશય નથી. વળી મહારાજ યાદ કરો કે તમે ભારત માતાના દ્વારપાળ છો. બાહ્ય-રિપુનો પ્રથમ પ્રતિરોધ કરવાનું માનવંતુ કામ આપના શિરે છે. જે નૃપતિ ઉપર પ્રથમ સંરક્ષણનો પ્રતિષ્ઠિત બોજો ધરાજનનીએ મુકયો છે તે નૃપતિ જ કાયર બની પોતાને હાથે દુશ્મનને માતાનાં દ્વાર શું ઉઘાડી આપશે? અને જે વીરક્ષત્રિયો તે નૃપતિના હાથ નીચે ભૂમાતાનું સંરક્ષણ કરવા સર્વદા કટિબદ્ધ છે, તેઓ ક્ષુદ્રજીવનની લાલચે દુશ્મનનું દાસત્વ સ્વીકારી હંમેશને માટે શું કલંકિત થશે? ના, ના, તેમ થવું બીલકુલ અશકય છે. જ્યાં સુધી શૂરસિંહના શરીરમાં પ્રાણ છે, જ્યાં સુધી શૂરસિંહના શરીરમાં લોહીનું એક પણ બિન્દુ છે, જ્યાં સુધી શૂરસિંહના શૂર સૈનિકોમાંથી એકેએક ક્ષત્રિ મરણને ભેટી સ્વર્ગમાં ગયો નથી, ત્યાં સુધી અભિમાની સિકંદર એક તસુ પણ આગળ વધી શકશે નહીં.

સઘળા સૈનિકો—(મોટેથી) મહારાજ, શૂરસિંહ સત્ય કહે છે. અમે સઘળા લડવા તૈયાર છીએ. સિકંદરને અમારી પાણીદાર સમશેરોનું પાણી બતાવવામાં અમે પાછી પાની કરીશું નહીં, હાથમાં તલવાર પકડી સમરાંગણમાં મરીશું પણ કોઈ કાળે દુશ્મનના દાસ થઇશું નહીં.

શૂરસિંહ—ધન્ય છે, સુભટો ધન્ય છે, તમે તમારૂં કર્તવ્યકર્મ આટલી સારી રીતે સમજો છો, તેથી મને ઘણો હર્ષ થાય છે. મહારાજ આ સમયે આપણી માતા આપણને કર્તવ્યપરાયણ થવા પોકાર કરી રહી છે. નાનાથી મોટા દરેક ભારતવાસીને માથે ધરણીસંરક્ષણની મહાન્ ફરજ આવી પડી છે. તેમાં પાછી પાની કરનાર ભારતભૂમિના સાચા સન્તાન ગણી શકાય નહીં. અત્યારે બીજા સઘળા વિચારો એક બાજુએ મુકી માતૃઋણ ફીટાડવા આપણે યાહોમ કરી ઝંપલાવ્યાની અગત્ય છે. જય કે પરાજય તે એક જુદી વાત છે. નિષ્કામ કર્મનો ફલ સાથે સંબંધ નથી. શ્રીકૃષ્ણ પરમાત્મા કહે છે—

**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।**

જય પરાજયની પરવા રાખ્યા વિના આપણે આપણો ધર્મ બજાવીશું. લાખો બકરાંના હાથે મુઠીભર સિંહો પરાસ્ત થાય એ શું શક્ય છે? છતાં જો તેમ થયું તો ક્ષાત્રતેજથી દેદીપ્યમાન નીડર વનરાજોનું આત્મબલિદાન બીજા હજારો, લાખો, કરોડો, અન્તઃકરણોમાં માતૃસેવાનો મહામંત્ર કોરશે અને છેવટે ગમે તેવા બલિષ્ઠ અરિની પ્રસરતી શક્તિને જડમૂળથી દાબી દેશે.

અશ્વકેશ—સેનાપતિ શૂરસિંહ અને પ્રાણથી પ્યારા સૈનિકો, તમારા હાર્દિક ઉદ્ગારો સાંભળી મારા આનન્દની પરિસીમા રહેતી નથી, અત્યાર સુધી તમારૂં અન્તર સ્પષ્ટપણે તપાસવા મેં કસોટી કરી છે. તમારા મનમાં જે વિચારો, ઉછાળા મારી રહ્યા છે તેના કરતાં ઉતરતી પંક્તિના વિચારો હું ધરાવું છું એવી કલ્પના તમે કોઈ કાળે કરશો નહીં. બીજા બાયલા રાજાઓએ સિકંદરને પગે પડી તેના અભિમાનમાં અભિવૃદ્ધિ કરી છે તેમનું અનુકરણ કરી અશ્વકેશ પોતાની જાતને કલંકિત કરશે નહીં. જેને ભારતમાતાનું દ્વાર સાચવવાનો અધિ-

કાર છે તે અશ્વકેશ પોતાના સંપૂર્ણ ઝુઝારથી સમગ્ર પૃથ્વીવિજય કરવાનો ફાંકો ધરાવનારના સામો થશે અને મરતાં સુધી તેને આગળ વધતો અટકાવશે. બસ, ધરણીસેવા એ જ આપણું લક્ષ્યબિંદુ છે. તન, મન અને ધન માતાના ચરણે સમર્પણ છે. આપણી ઇચ્છાને પાર પાડવા હજાર હાથવાળો હરિ આપણને શક્તિ સમર્પો એ જ આપણી શુદ્ધ અભિલાષા છે.

શૂરસિંહ—સૈનિકો, એક સાદે શૂરવીર મહારાજ અશ્વકેશનો જય બોલો અને ધર્મયુદ્ધમાં ઝંપલાવવાં કટિ કસી તૈયાર થાઓ.

સઘળા—મહારાજ અશ્વકેશનો જય, અધર્મી આતતાયી અરિનો આ અસિ વડે પરાજય.

**પરાક્રમી પૌરવ યાને ભારતનું ગૌરવ, અંક ૧ લો પ્રવેશ ૧ લો.**

**પ્રોફેસર, જેઠાલાલ ચીમનલાલ સ્વામિનારાયણ.**

---

# (૩૧) ભીમ અને યક્ષોનો વિખવાદ.

---

(અનેક સુખના અભિનયદર્શક જલપ્રશંસા કરી તેનું પુનઃ પુનઃ પાન કરી રહ્યા પછે પદ્મગ્રહણ કરવાની ઇચ્છાવાળો ભીમ થયો તે જોઈને)

**પદ્મિની યક્ષાધ્યક્ષઃ**—(એકાએક પ્રવેશ કરી, જોઈ) અરે મૂઢ યક્ષ!! તથા ક્રોધાવશા નામક દાનવો! અને કિન્નરો! તમે આજુ-બાજુ નજર રાખ્યા વગર જ કામ કરનારા છો કે કેમ? તમારૂં મુખ્ય કર્તવ્ય તો એ છે કે તમારે પદ્મિનીનું રક્ષણ કરવું. તે ભૂલી જઈ કે-

વાતા નિરૂદ્યોગીના ભૂષણ રૂપ શું ફૂલાં જ ગુંથો છો ? કે કંઈ બીજીએ સરત રાખો છો ?

અનુચરો—(ગુંથાતી માળાઓ ભણી નજર હોવાથી) અધ્યક્ષ ! અહીં બીજું શું આચરવા જોગ કાર્ય અમે ન આચર્યું કે ફૂલાં ગુંથો છો કહી ઠપકો દેવા લાગ્યા છો ? આયે કામ આપની જ આજ્ઞાનું છે કે અમે અમારા મનથી કરવા બેઠા છીએ ? પરમેશ્વર માથે રાખી કાંક તો વિચાર કરો !

પદ્મિની યક્ષાધ્યક્ષ—(સકોપ) અરે, શો વિચાર કરાવો છો ? જરા ઉંચું જોઈને બોલશો કે એમને એમ જ ! જુઓ પેલો મૃગચર્મ વાળો સતાં સુવર્ણ બાજુબંધ ધારણ કરેલો, શસ્ત્રાસ્ત્ર સજેલો, ભયંકર પરાક્રમવાળો, શૂરવીર અને શંકા વિનાનો થઈ તથા તમો સર્વને તૃણ તુલ્ય લેખી, પદ્મિનીના જળનું પુનઃ પુનઃ પાન કરી રહ્યો છે, અરે એટલાથીએ એ કયાં નિવૃત્તિ પામે છે ! જુઓ જુઓ કમળ તોડવા લાગ્યો ! તમે એને સત્વર પૂછો કે એ અહીં શા માટે આવ્યો છે ?

અનુચરો—(ભીમને જોઈ તેની કને દોડી જઈ) અહો મહા બાહુ ! મહાતેજસ્વી ! મહામતિમાન મુનિસમાન વેષવાળા ! અને શસ્ત્રાસ્ત્ર સજેલા ! તમે કોણ છો ? કોણ છો ? અને અહીં શા કાજે આવ્યા છો ?

ભીમ—ભીમ નામનો પાંડવ અને ધર્મરાજાનો અનુજ કરેલી પ્રતિજ્ઞા પાળવા બદરીવનમાં આવી રહેલો મને માનો. અહીં આવવાનું પ્રયોજન આ પદ્મ લઈ જઈ પ્રિયાને પ્રસન્ન કરવી એટલું જ છે.

અનુચરો—અહો નરવર ! આ યક્ષેશ્વરને ક્રીડા કરવાનું અતિ-

પ્રિય સ્થળ છે. આમાં માનવવિહાર કરવા સમર્થ નથી. યક્ષો, ગં-ધર્વો, અપ્સરાઓ, મુનિઓ અને દેવતાઓ પણ કુબેરની આજ્ઞા વિના આ જળનું પાન કરવા કે એમાં ક્રીડા કરવા શક્તિમાન છે.

ભીમ—અને કદાપિ કોઈ શક્તિમાન્ થયો તો તેનું શું થાય તેય ભેગે ભેગું કહી જ દોને !

અનુચરો—(સકોપ) અરે ભલા માણુસ! એમાં તે કે'વાનું શું છે ? ધનદની અવગણના કરી આમાં વિહાર કરનાર નાશ પામે નાશ! અલ્યા! અમારી સાથે વાત કરતો જાય છે. અને કમળ તોડતો જાય છે કેમ ? વાહરે વાહ ! !

ભીમ—અરે મેં તમને કહ્યું કની કે હું ધર્મરાજનો ભાઈ ભીમસેન છું ! ! શું તમે વૃકોદરને નથી જાણતા કે અલ્યા પેલા કહી જીવવા ઇચ્છો છો ?

અનુચરો—વાહરે અલ્યા ! કે' છે કે હું ધર્મરાજાનો ભ્રાતા છું, અને કુબેરનો અનાદર કરી બળાત્કારે બિસપ્રસૂન લેવા ઇચ્છે છે ! !

ભીમ—કેમ, ધર્મરાજાનો ભ્રાતા આ કમળ ન લઈ શકે ?

અનુચરો—અરે ધર્મરાજાનો ભાઈ તો શું પણ સાક્ષાત્ પુરં-દરનો પુત્ર પણ ધનેશ્વરની આજ્ઞા વિના અમો સતાં આ સ્થળના સામું જોવાનેય સમર્થ ન જ થઈ શકે ! !

ભીમ—ખરૂં ભાઈ ખરૂં ! તમારૂં કે'વું ખરૂં છે; પરંતુ હું અહીં આટલામાં તમારા કુબેરને જોતો નથી, અને કદાપિ જોઉં તથાપિ આ કમળ લેવા તેની યાચના કરવા ઇચ્છતો નથી ! !

અનુચરો—કેમ નથી ઇચ્છતો ? ઇચ્છવું પડશે.

ભીમ—ઇચ્છવું પડશે ત્યારે જોઈ લઈશું. પરંતુ તમે એટલુંય

નથી જાણતા કે રાજાઓ કોઇની યાચના કરતા નથી. અને ક્ષત્રિયનો વિશેષ ધર્મ પણ છે કે કોઇની યાચના કરવી નહિ. ત્યારે શું તમે યક્ષેશ્વરના અનુચર થઈ ક્ષત્રિયનો ધર્મત્યાગ કરાવવા ઇચ્છો છો?

અનુચરો—અરે ક્ષત્રિયધર્મધારી! કે' કે', તુજ કે' કે ક્ષત્રિયો પારકું લેવાની ઇચ્છાવાળા ક્યારે હોય છે?

ભીમ—સત્ય છે, તમારૂં કે'વું સત્ય છે; ક્ષત્રિયો એવા જ હોય છે, અને હું પણ એવો જ છું.

અનુચરો—અલ્યા! કેમ કરી એવો છું? પારકી પદ્મિનીમાં વિના પૂછયે વિહાર કરે છે અને "સફાઇમાંથી તો હાથ કાઢતો નથી!"

ભીમ—(સસ્મિત) અનુચરો! આ પદ્મિની મહાત્મા કુબેરની ક્યાંરે છે? આ તો નગઝરણથી ઉત્પન્ન થએલી છે; કંઇ કુબેરની કરામતથી કે તેના સ્થાનકથી ઉપજેલી નથી!

અનુચરો—તે પુછવાનો તારો શો અધિકાર છે?

ભીમ—શાંતં પાપં. ગિરિના ઝરણથી ઉત્પન્ન થયેલી તલાવડીનો ઉપભોગ કરવાને સર્વભૂતપ્રાણીઓનો એક સરખો અધિકાર છે. એટલે પછે કોઈ ને કોઇની યાચના કરવાની રે'તી જ નથી. (એમ કહી ઘણાં કમળ તોડી બગલમાં મારે છે.)

અનુચરો—અરે મરણધર્મવાળા માનવ! શું તું અમારી અવગણના કરે છે? ત્યારે તો લે, લેતો જા! (એટલું બોલી સર્વે જણ ભીમ પર ચઢી આવે છે, અને તેના પર ખડ્ગ, તોમર, પટ્ટિશ, બાણ, પા'ણ આદિક અનેક શસ્ત્રાસ્ત્રનો વરસાદ કરે છે; અને ભીમ કે કશાને પણ ન ગણકારતાં કમળ તોડી એકઠાં જ કર્યા કરે છે તે જોઈ)

અધ્યક્ષ—(સકોપ) અરે મૂઢ માનવ! શું તું સર્વની અવગણના કરે છે? (એટલું બોલી ભીમને અનેક બાણથી વીંધે છે, અને

તેથી અરથાને લાગેલા ઘાથી જેમ સિંહ બમણો બલિષ્ટ અને કોપાવિષ્ટ થાય છે તેમ થઈને સિંહનાદ કરેછે, અને તે શબ્દમાં હનુમાન્ પોતાનો શબ્દ પૂરે છે તથા નિકટ આવી પહોંચેલો ઘટોત્કચ પોતાના પિતાનો સ્વર ઓળખી પોતે પોતાના અનુચરો સહિત સિંહનાદ કરે છે જેથી અસંખ્યાત યક્ષો પૃથ્વીપર પડી જાય છે, અને તેમનો અધ્યક્ષ મહાભય પામી આકાશમાર્ગે થઈ કુબેરને સમાચાર કે'વા જાય છે. )

કવિ શ્રી. પ્રેમાનંદ રચિત.

**પાંચાલી પ્રસન્નાખ્યાન પંચમાંકમાંથી.**

## ( ૩૩ ) દિલીપની કસોટી.

**દિલીપ**—ગંગાના ધોધની પાસેનું ઘાસ ચરવા ગાય તો પર્વતની ગુંફામાં પેઠી. અહો! હિમગિરિનું શું ભવ્ય સૌન્દર્ય! જાણે જોયાં જ કરું. મુનિની ગાય છે એટલે કોઈ હિંસક પશુની તો બ્હીક જ રાખવાની નથી, ત્યારે લાવ આ બાજુ ગિરિ શોભા નિહાળું!

( થોડીવાર પછી ) અરે! ગુફાના પડછંદાથી લાંબું થતું આ આક્રંદ શું? (જોઈને ) કોઈ સિંહ, આપણી ગાયને ઘસડી જાય છે કે શું? ફીકર નહિ. એક જ બાણનું કામ છે. ( ભાથામાંથી બાણ લેવા જતાં હાથ બાણનાં પીછાંમાં ચોંટી જાય છે. ) અરે આ શું! મારો હાથ જ ચોંટી ગયો. અરે! જાણે સરપને મૂઠ મારી. પણ અહો, આ તો આશ્ચર્યપર આશ્ચર્ય સિંહને વાચા થઈ. )

**સિંહ**—બસ કર રાજા, બહુ થયું. બાણ યોજ્યું હોત તોપણ નકામું જાત. ઉન્મત્ત વાયુ ઝાડને ઉખેડી શકે પણ પર્વતને નહિ.

દિલીપ—કેમ વનરાજ !

સિંહ—ભગવાન, શંકરના પગથી પવિત્ર થએલી પીઠવાળો હું ભગવાનનો કુંભોદર નામનો સેવક છું.

દિલીપ—ભગવાનના સેવકને આવું કાર્ય ન ઘટે.

સિંહ—સાંભળ રાજા, આ સામે દેખાય છે તે દેવદારનું ઝાડ શંકરને પુત્ર સમાન વહાલું છે, અને પાર્વતીએ પોતે તેને પાણી પાઈ ઉછેરેલું છે. એક વખત કોઈ જંગલી હાથીએ માથાની ચેળ કરતાં આ વૃક્ષની છાલ ઉખેડી, અને તેથી જાણે પોતાનો પુત્ર કાર્તિકેય લડાઈમાં ઘાયલ થયો હોય. તેટલું પાર્વતીને માઠું લાગ્યું. ત્યારથી જંગલી હાથીઓને નસાડી મુકવા માટે મને અહીં નીમ્યો છે; અને આવી ચડેલાં પશુઓથી મારે નિર્વાહ કરવાનું ઠરાવ્યું છે. તે મને ભૂખ્યાને પારણું કરવાને માટે જાણે પરમેશ્વરે જ મોકલી હોય તેવી આ ગાય બસ છે.

દિલીપ—પણ મૃગરાજ આ તો મુનિ.........

સિંહ—જાણું છું કે એ મુનિની ગાય છે, અને તારે તેનું રક્ષણ કરવાનું છે. પણ તારા ગુરુ તરફ તેં ભક્તિ બતાવી દીધી છે. લજ્જા છોડી છે; કારણ કે જ્યાં શસ્ત્રથી રક્ષણ ન થઈ શકે ત્યાં શસ્ત્રધારીના યશને હાનિ પહોંચતી નથી.

દિલીપ—સ્થાવર જંગમ પ્રાણીઓની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરનાર તે પ્રભુ મને પણ પૂજ્ય છે. બીજી તરફ અગ્નિહોત્રી ગુરુનું આ ગોધન મારી નજર આગળ નાશ પામે તે મારાથી જોઈ રહેવાય નહિ. માટે તું તારો નિર્વાહ કૃપા કરી મારા શરીરથી કર. મહર્ષિની ગાયને છોડી મુક. સાંજે માને મળવાને માટે તેનું વાછડું ટળવળતું હશે.

સિંહ—રાજા ! તું મૂઢ થયો છે. એક છત્ર જગતનું રાજ્ય, જુવાન વય, અને આ સુંદર શરીર, થોડા કાજ સારૂ ખોઈ દેવું યોગ્ય નથી. તને ભૂતદયા થતી હોય તો વિચાર કે તારા મરણથી માત્ર ગાય બચે છે, અને જીવતો રહીશ તો પ્રજાનાથ ! તારી પ્રજાને બધી આફતોમાંથી નિરંતર પાળી શકીશ. ગાયના અપરાધથી ગુરુ કોપે, એમ ડરતો હો તો તેનો કોપ તો એકને બદલે હજારો દૃશાણુ ગાયો આપીને ટાળવો સુલભ છે. માટે તારા તેજસ્વી દેહનું રક્ષણ કર. અનેક કલ્યાણો ભોગવ. તારૂં સમૃદ્ધ રાજ્ય તો જો, જાણે પૃથ્વીપરનું ઇન્દ્રપદ છે !

દિલીપ—( સ્વગત ) બિચારી ગાય ગરીબ મોં કરી મારા તરફ જોઈ રહી છે. ( પ્રકાશ ) મૃગેન્દ્ર, મરણથી બચાવે તે ક્ષત્રિય, એવો ક્ષત્રિયના મહાન પદનો અર્થ ત્રણ ભુવનમાં પ્રસિદ્ધ છે. તે હું ઉંધાં આચરણ કરીને, રાજ્યને શું કરું, અને શું કરું અપયશથી કલંકિત થએલ જીવનને ! અને બીજી ગાયો આપવાથી મહર્ષિના મનનું સમાધાન થઈ શકે એમ પણ ન માનીશ. આ ગાય કામદુર્ધા સુરભિથી ઉતરતી નથી, અને તું તેને મારી શકે છે તે પણ રૂદ્રનો પ્રતાપ સમજજે. માટે મારા દેહને સાટે તું ગાયને છોડી દે, તેથી તારૂં પારણું પણ થશે, અને મુનિનું ક્રિયા સાધન પણ રહેશે. હું સાજો સારો રહું, અને મને સોંપાયેલી ગાયને નાશ પામવા દઉં તો ગુરુ આગળ શું મોંઢું બતાવું. તે તને કહેવું પડે તેમ ક્યાં છે ? તું પણ મારા જેવો પરવશ છે, અને આ દેવદારનું કેટલા પ્રયત્નથી રક્ષણ કરે છે. મારી હિંસા ન કરવી એમ તને હોય તો તો મારા યશઃ શરીર તરફ દયાળુ થા. કારણ કે જ્યારે ત્યારે નાશ પામનારા આ ભૌતિક દેહ માટે અમારા જેવાને આસ્થા હોતી નથી. આટલી વાતચિત

અહીં આપણે થઈ એટલે આપણી મૈત્રી થઈ ગણાય. માટે હે શંક-રના અનુચર, સ્નેહની ખાતર મારૂં આટલું વચન ઉથાપીશ નાહ.

સિંહ—ત્યારે ભલે.

( રાજાનો હાથ છૂટો થાય છે, શસ્ત્ર નાખી દઈ તે સિંહ પાસે જાય છે. સિંહ અંતર્ધ્યાન થાય છે. અંતરીક્ષથી પુષ્પવૃષ્ટિ થાય છે. )

ગાય—( દિલીપ પ્રત્યે )—વત્સ ! હું પ્રસન્ન થઈ છું.

(શ્રીયુત રામનારાયણ વિશ્વનાથ પાઠક બી. એ , એલ. એલ. બી.)



# (૩૪) રાણા અમરસિંહ અને સામન્તો.

( સિંહાસનારૂઢ રાણા અમરસિંહની બન્ને બાજુએ અને સામે સામન્તો બેઠા છે. ગોવર્દ્ધનસિંહ એક તરફ ઉભા છે. )

સ્થળઃ—ઉદયપુરમાં મેવાડની રાજ્યસભા.

જયસિંહ—મહારાજ ! આ મોગલસેના હવે જ્યારે મેવાડને આંગણે આવી ઉભી છે ત્યારે તેનો યોગ્ય સત્કાર કરવો એ જ કર્ત-વ્ય છે. તેનું સ્વાગત કેવા પ્રકારે કરવું ઉચિત છે તે વિષે અમ રજપુતોમાં કોઈપણ પ્રકારનો મતભેદ છે જ નહિ. અમે સૌ તેને યુદ્ધથી જ વધાવી લઈશું. બસ, યુદ્ધ જ કરીશું.

રાણા—જયસિંહ ! આવડું નાનું મેવાડનું રાજ્ય આજે કયી જાતની શક્તિના બલપર દિલ્હીપતિ શહેનશાહ જહાંગીરના વિરાટ મોગલસૈન્ય સામે ખડું રહેશે ?

કેશવ—ક્ષત્રિયોની વીરતાના બલપર મહારાજ !

કૃષ્ણદાસ—મહારાજના પિતા–સ્વર્ગવાસી મહારાણા પ્રતાપસિંહ મોગલોની સામે કયી શક્તિના જોરે ઝઝૂમ્યા હતા ?

રાણા—શું રાણા પ્રતાપસિંહની વાત કરો છો? તે કંઈ મનુષ્ય નહતા.

શંકર—પણ, તેઓ રાજપુત તો હતા જ.

રાણા—નહિ, શંકર નહિ તે મનુષ્ય જ નહતા તો પછી રાજપુત તો હોઈ શકે જ શી રીતે? રાજપુત જાતિની અંદર તેમનું જન્મવું એ તો કેવળ એક દૈવીશક્તિની માફક, આકાશ વજ્રપાતની માફક મર્ત્ય-લોકના ભૂકમ્પની માફક અને જલપ્રલયની માફક એક અકસ્માત્ જ હતો. કોણ કહી શકે એમ છે, કે તેઓ કયાંથી આવ્યા હતા અને કયાં ગયા? સઘળા જ રાણા પ્રતાપસિંહ થઈ શકે નહિ. શંકર!

કૃષ્ણદાસ—એ વાત ખરી છે, કે સઘળા રાણા પ્રતાપસિંહ થઈ શકે નહિ. છતાં સૌ કોઈ એવી તો આશા રાખે જ છે. કે તેમના પુત્ર તેમના જ પગલે ચાલશે. સ્વર્ગસ્થ મહારાણા પ્રતાપસિંહે મેવાડની સ્વાધીનતાનું રક્ષણ કરવાને પ્રાણ આપ્યા અને શું તેમના જ પુત્ર વગર યુદ્ધે મોગલોનું દાસત્વ સ્વીકારશે!

રાણા—કૃષ્ણદાસ! એ એક સુન્દર અનુભુતિ માત્ર છે. આજે કેટલાંક વરસોથી મેવાડની પ્રજા ધનવાન, સંપત્તિમાન અને સુખી બની રહી છે, મેવાડની ભૂમિ એક પ્રકારની પ્રગાઢ શાન્તિનો અનુભવ કરી રહી છે. આવાં સુખ અને શાન્તિનો માત્ર એ એક અનુભૂતિની ખાતર શું નાશ થવા દેવો? એક નજીવા કર માત્રથી જ જો અગણિત નરહત્યા થતી અટકી શકતી હોય તો પછી નિરર્થક રક્તપાત શા માટે કરાવવો!

શંકર—કર? અને તે કોને આપવો? શું મોગલોને! એ કર લેનાર કોણ? કયા અધિકારથી તેઓ ભગવાન રામચંદ્રજીના વંશજો પાસેથી કર મેળવવા ચાહે છે?

શાણુા—શંકર! સાધારણ કર આપી આ સુખશાન્તિ અને સ્વચ્છન્દતાનો નાશ ન થવા દેવો એ સારૂં કે કર ન આપી સર્વસ્વનો નાશ થવા દેવો એ ! કેમ ગોવિંદસિંહ! તમે શું ધારો છો!

ગોવિંદસિંહ—(ચમકીને)–હું! મને પૂછો છો, રાણુા? હું શું ધારૂં ? મારે તો કંઈ ધારવાનું છે જ નહિ, હું તો આ કંઈ સમજતો નથી, હું તો એય પણ જાણુતો નથી, કે સુખ, શાન્તિ અને સ્વછન્દતા કોને કહે છે? કેવળ દુઃખમાં જ ઉછર્યો છું અને દુઃખને જ જાણું છું. બાલ્યાવસ્થાથી જ દુઃખની સાથે મારે મહોબ્બત ઠરી છે, અને વિપત્તિના અંકમાં જ ખેલ્યો છું. મહારાજ! બરાબર પચીસ વરસ સુધી મેં આપના પિતા–સ્વર્ગીય મહારાણા પ્રતાપસિંહની સાથે પહાડો અને જંગલોમાં ભૂખ્યા તરસ્યા ભ્રમણ કર્યું છે. આ પચીસ વરસ એ મહાત્માની સેવામાં ગાળી મેં માત્ર દારિદ્રય વ્રતનો જ અભ્યાસ કર્યો છે એ પચીસ વરસમાં મેં દુઃખને જ પરમસુખ માણ્યું છે, આહા! કેવું અનિર્વચનીય સુખ! બીજાઓને માટે દુઃખ ભોગવવું એ કેવું પરમસુખ છે. કર્તવ્ય–પાલનમાં દારિદ્રયના ભોગ થવું કેટલું બધું મધુર છે! મને તો લાગે છે, કે બાલ સૂર્યના સોનેરી કિરણો જેવા સ્નેહથી તે દરિદ્રતાની પર્ણકુટી પર પડે છે તેવા સ્નેહથી કદાચ બીજે કયાંઈ પણ પડતાં હશે નહિ. મહારાજ! મારા કેવા સરસ દિવસો જતા રહ્યા!............

(બોલતા બંધ પડે છે)

જયસિંહ—બોલો, ગોવિંદસિંહ! બોલો બંધ કેમ પડી ગયા?

ગોવિંદસિંહ—શું કહું ? જયસિંહ! કેટલું કહું? એ જ મેવાડમાં, એ જ દેવતાની પર્ણકુટીઓને તૂટતાં અને તેને સ્થાને ભોગવિલાસને માટે નાટય–ભવન બનતાં દેખ્યાં છે. તે મહાત્માનાં પવિત્ર

મંદિરોને જમીનદોસ્ત કરી તેના જ પત્થરોવડે ઐશ્વર્યના પ્રાસાદ બનતા જોયા છે. જે પહાડ એક દીન જયધ્વનિથી ગુંજ્યા કરતો હતો, જે પહાડ તેની કીર્તિના સબબે જ મહાન્ તેમજ પવિત્ર બન્યો હતો તે જ પહાડની છાયામાં વિલાસનાં નિકુઞ્જવન બનતાં જોયાં છે મેં મારી આ ક્ષીણ દૃષ્ટિથી એ મહાનતાને ધૂમ્ર બની આકાશમાં ભળી જતાં જોઈ છે. સઘળું જ નાશ પામ્યું છે હવે શું રહ્યું છે? જયસિંહ! જે કંઈ છે તે તો એ મહિમાનાં આછાં અધુરાં માત્ર કિરણો જ. અત્યારે તો માત્ર હું એક એવા પ્રકારનું ગૌરવ જોઈ રહ્યો છું, કે જે મૃત્યુશય્યા પર પડયે પડયે કરુણાભરી દૃષ્ટિથી આપણા પ્રતિ નિષ્ફળ તાકી રહી માત્ર મૃત્યુની પ્રતીક્ષા કરી રહ્યું છે.

**કેશવ**—જ્યાં સુધી આપના દેહમાં પ્રાણ છે ત્યાં સુધી એ ગૌરવ નષ્ટ થઈ શકે નહિ, ગોવિંદસિંહજી!

**ગોવિંદસિંહ**—હું? આજ હવે હું શું કરી શકું એમ છું? કેશવરાય! આજ મારા એ દિવસો રહ્યા નથી, અત્યારે તો હું ઘણો જ વૃદ્ધ બની ગયો છું. ઘડપણથી ધ્રૂજતા આ હાથમાં હવે હું તલવાર પણ સારી રીતે પકડી શકતો નથી. આ ક્ષીણ થએલાં હાડકાંનો માળો હવે જર્જરિત થયેલા મારા દેહને ટટાર પણ રાખી શકતો નથી. પરન્તુ મહારાજ! અત્યારે પણ એ જ ઇચ્છા થાય છે, કે ફરીને એ જ પર્વતો અને જંગલોમાં ચાલ્યો જાઉં, માતૃભૂમિને માટે ફરીને એ જ મધુર દુઃખ ભોગવું, સ્વદેશબન્ધુઓની ખાતર પહેલાંની માફક જંગલે જંગલ માર્યો માર્યો ફરૂં. પણ હાય! પ્રભો! તે દુઃખ સહેવાની શકિત પણ છીનવી લીધી.

(ગોવિંદસિંહ બોલતા બંધ પડે છે. થોડીવાર સઘળા સ્તબ્ધ રહે છે અને સભામાં શાન્તિ પ્રસરે છે.)

રાણા—પરન્તુ, ગોવિંદસિંહ! જ્યારે સમસ્ત ભારતવર્ષ મોગલ-સમ્રાટ્ સમીપ પોતાનું શીર નમાવી ચૂક્યું છે ત્યારે આ રાજપુતાનાનું નાનું સરખું રાજ્ય મેવાડ, તેની વિશાળ અને વિશ્વવિજયી સેનાની સામે શી રીતે ખડું રહી શકશે! બોલો શું કહોછો ગોવિંદસિંહ?

ગોવિંદસિંહ—મહારાણા! મારે જે કંઈ નીવેદન કરવાનું હતું તે હુ પ્રથમ જ કરી ચૂક્યો છું. હવે મારે કંઈ જ કહેવાનું નથી.

રાણા—સામન્તગણ! મારા સમજવા પ્રમાણે તો યુદ્ધ કરવું નિરર્થક છે. હુ તો મોગલસેનાપતિની સાથે સન્ધિ કરીશ. ચોબદાર! મોગલદૂતને બોલાવ.

( ચોબદાર જાય છે. )

ગોવિંદસિંહ—મહારાણા પ્રતાપ! મહારાણા પ્રતાપ! ધન્ય ભાગ્ય યદિ સ્વર્ગમાં બેઠે આપ અહીંની આ વાતો સાંભળી ન શકો. વજ્ર! તારા પ્રચંડ ઘોર નાદવડે આ હિન ઉચ્ચારણને દાબી દે. અને મેવાડ! મોગલોનું આધિપત્ય સ્વીકારતા પૂર્વે જ એક મહાન ધરતીકંપથી તારો ધ્વંસ થઈ જાઓ.

[ ચોબદારની સાથે મોગલદૂત પ્રવેશ કરે છે. ]

રાણા—તારા સેનાપતિને જઈ કહે, કે હુ સન્ધિ કરવાને તૈયાર છું!

[ વિદ્યુત્ વેગે સત્યવતી પ્રવેશ કરે છે. ]

સત્યવતી—નહિ, કદી નહિ. સામન્તગણ! તમે યુદ્ધને માટે તૈયાર થઈ જાઓ. જો રાણા તમારી સાથે સમરાઙ્ગણમાં આવવાનો અસ્વીકાર કરશે તો તમારી સેનાનું સંચાલન હુ કરીશ.

ગોવિંદસિંહ—દેવી! આપ કોણ છો! આ ઘોર અંધકારની વચ્ચે સ્થિર વિદ્યુતની માફક આવી ઉભાં રહેનાર આપ કોણ છો? આ મૃદુ અને ગંભીર વજ્ર ધ્વનિ કોનો સાંભળું છું?

રાણા—હા, સાચું કહો, આપ કોણ છો ?

સત્યવતી—હું એક ચારણી છું. હું મેવાડના ગામો અને ખીણોમાં તેનો મહિમા ગાતી ફરૂં છું. આ સિવાય મારા કોઈ બીજા વિશેષ પરિચયનું પ્રયોજન નથી.

સામન્તગણ—આશ્ચર્ય !

સત્યવતી—સામન્તગણ ! રાણા ઉદયસાગરનાં પ્રાસાદકુંજમાં પડયા પડયા વિલાસનાં સ્વપ્ન ભલે જોયા કરે, હું તમને સમરાંગણમાં લઈ ચાલીશ.

ગોવિંદસિંહ—આ શું ! મારા દેહમાં યૌવનનું તે જ પાણી ક્યાંથી આવ્યું ! અહીં ! કેવો આનંદ ! કેવો ઉત્સાહ ! સામન્તગણ ! તમે સર્વ મહારાણા પ્રતાપના પુત્રને આ અપયશથી બચાવો; લાત મારો એ વિલાસને, તોડી દો સઘળી ભોગ સામગ્રીને.

( પાસે પડેલી એક પિત્તળની વસ્તુ ઉપાડી ગોવિંદસિંહ સામેના એક મોટા આયના પર છુટી ફેંકે છે. આયનાના ચુરેચુરા થઈ જાય છે.

ગોવિંદસિંહ—સામન્તગણ અસ્ત્ર ઉઠાવો ( રાણાનો હાથ પકડીને ) આવો મહારાણા !

રાણા—ગોવિંદસિંહ ! ચાલો, હું યુદ્ધમાં આવું છું. મોગલદૂત તારા સ્વામિને જઈને કહે કે અમે યુદ્ધ કરીશું. ચોબદાર ! ઘોડાને તૈયાર કરાવ.

સત્યવતી—જય ! મેવાડના રાણાની જય !

સામન્તગણ—જય ! મેવાડના રાણાની જય !

( મેવાડ-પતન. ચુનીલાલ મૂળજીભાઈ ત્રિપાઠી. )

# (૩૫) શાહબુદ્દીન ઘોરી અને કૃતઘ્ની વિજય.

[ પ્રસંગ—શાહબુદ્દીન ઘોરીએ બીજીવાર દિલ્હી ઉપર ચઢાઈ માટે દૂર જંગલમાં છાવણી નાખી કરેલો પડાવ, ત્યાં દિલ્હીના રાજા પૃથ્વીરાજના પ્રધાન સંગ્રામસિંહનો પુત્ર વિજય વિશ્વાસઘાતી થઈ પાદશાહની સાથે મળી જાય છે. પાછળથી પૃથ્વીરાજનો વિશ્વાસુ કવિ ચંદ્ર પાદશાહની હિલચાલ તપાસવા સોદાગરના વેષમાં પ્રવેશ કરે છે. ]

સ્થળઃ—દિલ્હીથી દૂર જંગલમાં ઘોરીની છાવણી.

પાત્રોઃ—શાહબુદ્દીન—અફઘાનનો ઘોરી પાદશાહ.

ફેરાન—ઘોરીનો વજીર.

કુતુબ—ઘોરીનો સેનાપતિ.

વિજય—દિલ્હીના રાજા પૃથ્વીરાજના પ્રધાન સંગ્રામસિંહનો પુત્ર.

ચંદ્રકવિ—બારોટ, પૃથ્વીરાજનો રાજકવિ.

પહેરેગીર વગેરે—

શાહબુદ્દીન— ગાયન.

તેરી કુદરતકી સાહેબી ખુશનુમા, બની ક્યા કહું ચહેર યે પુરનુમા,
તું દેવે ગદાઈ કે શહેનશાહની, તું હાફેજો માલીક જહાંકા ધની—
યે તખ્તો તરીકા સીરે હય તુમે, ફતહમંદી યારબ તું દે અબ હમે.

દરબારી—સદા મહેરબાં તુમપેં પરવરદિગાર, મીલે તખ્ત દેહલીકા અય નામદાર.

શાહબુદ્દીન—હય હરગીઝ જીત અપની દીલ કહતા હય.

દરબારી—હાં ઇસ વક્ત અયસા બતા દેતા હય.

**શાહબુદ્દીન**—અગર પહેલેકી શાન હો ગઈ જો હાર તો હોગા યહાંસે જાના દુસ્વાર.

**પહેરેગીર**—શાહે આલમ, બાહિર એક હિંદુકો જાસુસ જાનકે પકડા હય.

**શાહબુદ્દીન**—ઉસ્કો કયદ રખો.

**પહેરેગીર**—જી હુઝુર, વો આપકી મુલાકાત ચાહતા હય.

**શાહબુદ્દીન**—મુલાકાતસેં કયા મતલબ ?

**પહેરેગીર**—વો આપકી હુઝુર સબ બાત રોશન કરને કો મંગતા હય.

**શાહબુદ્દીન**—જાઓ યહાં લાઓ, મગર દેખના કે કુચ્છભી હથિયાર સાથ મેં ન હોવે.

**પહેરેગીર**—જયસા હુકમ, [ જાય છે અને વિજયને બોલાવી લાવે છે. ]

**વિજય**—શાહનપતશાહ કુરનસ બજાતા હું.

**શાહબુદ્દીન**—અચ્છા બયઠીએ કીસ લીએ તુમારા ઇધિર આના હુવા.

**વિજય**—આપકે પર અહેસાન કરનેકો.

**શાહબુદ્દીન**—અગર યે આપ હિંદુ હો કર હમારે પર અહેસાન કરને કો આયે હો વો તાજુબીકી બાત હય. મગર કીસ તરેહ અહેસાન કરોગે ?

**વિજય**—ખુદાવિંદ વો બતાદું મગર મુઝે આપ કયા ઇનાયત કરોગે ?

**શાહબુદ્દીન**—આપ કો કયા હોના ?

**વિજય**—દિલ્હીકા રાજ.

**શાહબુદ્દીન**—ફીર હમારે જંગસે કયા નફા ?

વિજય—અપમાનકા બદલા મીલેગા, ઔર નફેમેં લખલુટ દોલત લે જાઓગે.

શાહબુદ્દીન—યે તો મુઝે ઠીક નહિ ભાતા, સીવા તખ્ત કે આપકી નજર મેં કુચ્છ નહિ આતા?

વિજય—નહિ હુઝુર.

શાહબુદ્દીન—તો મય તુમકો કયદ કર પૃથ્વીરાજસેં તુમારી બેવફાઈ જાહિર કરુંગા.

વિજય—મુઝે કયદ રખનેસેં આપકો કયા નફા?

શાહબુદ્દીન—કુચ્છભી નહિ.

વિજય—જબ મુઝેભી નફા હાંસીલ હોવે ઔર આપકોભી હોવે અયસા કરો.

શાહબુદ્દીન—( સ્વગત )—મ્હુંસેં હા કહનેમેં કયા જાતા હય. ( પ્રકાશ ) ખયર મુઝે ફતહ મીલે તો આપકો દેહલીકા તખ્ત દીયા. બતાદો આપકી કયા મદદ મીલેગી.

વિજય—મંયને રાજપુતાના કે સબ રાજાઓકો લડાઈમેં નહિ આનેકો સમજાયા હય. પૃથ્વીરાજકો જવાબમેં જુઠે કાગજ હાજર કરુંગા. ઔર અચાનક હુમલા કરનેકી તરકીબ આપકો બતાઉંગા.

શાહબુદ્દીન—યે તરકીબ ઉમદા નહિ હય.

વિજય—જહાંપનાહ. પંદરા દિનમેં દુસરા ઈલાજ હાથ કરકે ખબર દુંગા. દિલ્હીકે ઉત્તરમેં પહાડપેં આપકા જાસુસો ભેજના. વહાં મંય મીલુંગા.

શાહબુદ્દીન—આપ જાનતે હોંગે કે મુઝે જયચંદને મદદ દેનેકી કબુલાતકા કાગજ લીખકે યહાં બુલાયા હય.

વિજય—સચ્ચ હય, વો પૃથ્વીરાજકા દુશ્મન હય.

પહેરેગીર—( પ્રવેશ કરીને )—કોઈ સોદાગર હુઝુરકી મુલાકાત ચાહતા હય.

શાહબુદ્દીન—કોન સોદાગર?

પહેરેગીર—જી હાં.

શાહબુદ્દીન—અચ્છા. બે હથિયાર આનેદો.

પહેરેગીર—જયસા હુકમ. ( પહેરેગીર જાય છે, અને સોદાગર વેષે ચંદ્ર પ્રવેશ કરે છે. )

ચંદ્ર—નામવર કુરનસ બજાતા હું.

કુતુબ—આઇયે આઇયે બયઠીએ ( ચંદ્ર પ્રવેશ કરે છે. )

શાહબુદ્દીન—તુંમ્હારા કીસ સબબ આના હુવા.

ચંદ્ર—ગરીબપરવર મંય સોદાગર હું. હરેક જગામેં ઘોડેકી ખરીદ મેરે યહાં હોતી હય. બીજલીસે આબદાર પવનવેગી હજાર દશ હજાર જીતને ચાહે ઇતને મેરે ઇસ્તબલમેં હાજર હય ખરીદીએં, આપ પાદશાહોંસેંહી મેરા ગુજર હય.

વિજય—( ચંદ્રને જોઈને, સ્વગત ) આ સોદાગર કોઈ મારા વિશેષ સમાગમમાં આવેલ હોય એવો જણાય છે. [ વિચારમાં પડે છે.]

શાહબુદ્દીન—ઘોડેકા ઇસ્તબલ કહાં હય?

ચંદ્ર—દશ કોશ દૂર હય.

વિજય—( શંકાથી, સ્વગત ) ચંદ્ર કવિ તો નહિ? સાદ તો તેવો જ છે.

શાહબુદ્દીન—( ચંદ્ર પ્રત્યે ) અભી તો જાઓ, આગે જરૂર હોગી તો લેલેંગે.

ચંદ્ર—બહોત અચ્છા. જયસી આપકી ખુશી ( નમીને જતાં જતાં વિજય તરફ પાછું વળી જુએ છે. જેથી વિજય શંકા પામે છે.)

વિજય—[સ્વગત] નક્કી ચંદ્ર જ. [ પ્રકાશ ] ખુદાવિંદ ઉસ સોદાગરમેં કુચ્છ શક હય.

**શાહબુદ્દીન**—ક્યા શક હય?

**વિજય**—વો સોદાગર નહિ મગર દિલ્હીપતિકા દોસ્ત કવિ ચંદ હય.

**શાહબુદ્દીન**—( દરબારીઓ પ્રત્યે) જાઓ ઉસ્કો જલ્દ પકડો. [ દરબારીઓ જાય છે. ] તુમકો ક્યસે શક જાતા હય.

**વિજય**—શક કયા? બેશક વો. [ કવિ ચંદ્રને પકડી લાવતાં ધમાધમમાં વેષ વિખરાઈ જવાથી ચંદ્ર સાફ માલુમ પડે છે. ] દેખા સાબ, વોહી હય.

**શાહબુદ્દીન**—શુક્ર હય ખુદાકા કં બાત નજરમેં આ ગઈ નહિ તો પાયમાલીથી.

**વિજય**—હુરે આલમ, ઇસ ચોરકો બરાબર સખ્તીમેં રખના. અગર જો છુટા તો તુમ્હારી ઓર મેરી સબકી સાથ કજા આયગી.

**શાહબુદ્દીન**—ક્યું પકડા?

**પહેરેગીર**—જી હા. હુઝુર પકડા.

**ચંદ્ર**—દેશકલ્યાણુના કાર્યમાટે મને કેદ મળે એ કેદ નહિ પરંતુ કીર્તિભુવન છે. મને કષ્ટ થાય તે કષ્ટ નહિ પરંતુ શાંતિ છે. મારાપર વિપત્તિનું વાદળ વળે એ વિપત્તિ નહિ પરંતુ સંપત્તિનું છત્ર સમજું છું. કદાપિ મારો નાશ થાય તો તે નાશ નહિ પરંતુ હું અમરપણું માનીશ. પણ હે નીચ નરાધમ વિજય ગોલા, તું ભરતભૂમિરૂપ કમળને બાળવામાં હિમરૂપ જન્મ્યો છું. જે માતાએ તને જન્મ આપ્યો, જે માતાએ તારૂં પાલન કર્યું, તેજ માતાની તું લાજ લુટવા તૈયાર થયો છું. હે ક્ષત્રિયકુળવનનું નિકંદન કરનાર કુહાડા, ભરતખંડના જળહળતા સુખચંદ્રનું ગ્રહણ કરનાર રાહુ રજપુતોને છોડી તું મ્લેચ્છને મળ્યો છું. પાખંડ રચી આર્યનું છેદન કરવા તત્પર થયો

છું. પરંતુ યાદ રાખજે કે સૂર્યની સામે ધૂળ નાખતાં તું જ આંધળો થઈશ. અઘોર કર્મ તને મરણ સમયે આડું આવશે.

વિજય—જાને સિદ્ધની પૂછડી. સડી સડીને શરીરના ચુરેચુર થઈ જવા છે.

ચંદ્ર—સત્ય છે કે ગરજવાનને અક્કલ હોતી નથી નહિતો યવનરાજ તમે આ ઘરખોદણને આશ્રય કેમ આપો. અરે, વિચારો કે જે અમારો ન થયો તે તમારો કેમ થશે.

વિજય—બસ કર, પાદશાહો કાંઈ તારા જેવા મર્ખ નથી હોતા કે તારૂં કહ્યું માને.

ચંદ્ર—પાદશાહો સમજુ હોય છે. બેદિલના બોલવાપર વિશ્વાસ રાખે એ જ મૂર્ખ ગણાય.

શાહબુદ્દીન—(સ્વગત) હય તો સચ્ચ મગર આગેકી બાત આગે. (પ્રકાશ) ઇન્કો લે જાઓ ઓર કયદમેં ડાલો.

વિજય—બહોત સખ્તીસે રખો, કભી છુટના ન પાવે.

પહેરેગીર—બહોત અચ્છા.

ચંદ્ર—(સ્વગત) હાય ભારતી! તારો સ્વતંત્રતાનો સૂર્ય આજે અસ્તાચળની નજદીક જતો જોઉં છું. અરેરે ભારતખંડના પુરણ પ્રકાશિત તેજોમય દિવસનો સંધ્યાસમય ખીલતો આવે છે (ચંદ્રને લઈ જાય છે.)

(ભારતવિજય સમાજના ચિતોડનો કરણુ નાટકનો અંક ૨ જો, પ્રવેશ ૪ થો.)

# ( ૩૬ ) શાહબુદ્દીન ઘોરી અને કૃતઘ્ની વિજય.

## " જે ખાડો ખોદે તે પડે. "

[ પ્રસંગ—શાહબુદ્દીન ઘોરીની થાણેશ્વરના મેદાનમાં જીત, અને દિલ્હીના રાજા પૃથ્વીરાજની હાર. એવફા વિજયની દિલ્હીના તખ્ત માટેની માગણી તેને તેના કૃતઘ્નીપણાનું મળેલું ફળ. ]

**સ્થળ**—થાણેશ્વર, શાહબુદ્દીન ઘોરીની છાવણી.

**પાત્રો**—**શાહબુદ્દીન**—અફઘાનનો ઘોરી પાદશાહ.

**રોશન**—ઘોરીનો વજીર.

**વિજય**—દિલ્હીના રાજા પૃથ્વીરાજના પ્રધાન સંગ્રામસિંહનો પુત્ર. દરબારીઓ, પાછળથી પૃથ્વીરાજ અને સિપાઈઓ.

**શાહબુદ્દીન**—અય મેરે વફાદાર બહાદુરોં, ફજલે ખુદાસેં તુમારી મદદસેં અબકે જંગમેં મુઝે ફતહમંદી મીલી હય; જીસ્સેં તુમારી વફાદારીમેં મુઝે બહોતી ખુશી પયદા હોતી હય.

**રોશન**—નામદાર, આપ કદ્રદાન હો. હરામી ઔર હલાલી કુચ્છભી આપકી નેક નજરસેં દૂર નહિ હય. જબ તક હમારે તન બદનમેં જી હય વહાંતક આપકા હુકુમ ઉઠાના યેહી હમારા કામ હય,

**શાહબુદ્દીન**—અબ વતનમેં જા કર સબ અપને મ્હું માગા ઇનામ પાઓગે.

**રોશન**—હમ તો આપકે તાબેદાર હય. આપકે કદમુંમેં ઝુકાસર ખડે હય.

**વિજય**—હુઝુર, અબ મેરી અર્જ સુનીએ ( ખત આપે છે. )

**શાહબુદ્દીન**—( લઈને ) તુમારી અર્જ ક્યા હય ?

**વિજય**—નામદાર જો લીખકે દીયા હય વોહી.

**શાહબુદ્દીન**—ક્યા ?

**વિજય**—દિલ્હીકા તખ્ત.

**શાહબુદ્દીન**—દેહલીકા તખ્ત ! ( હસે છે. ) વાહ બડે અક્કલમંદ દીખતે હો.

**વિજય**—ક્યું ખુદાવિંદ મેરી બાતસેં આપકો નારાજી પયદા હો ગઈ ?

**શાહબુદ્દીન**—નારાજી ક્યા ? મંય તો બહોતી ખુશ હુવા, ભલા યેતો સુનાઇયેકે તુમને કોનસી બહાદુરી કી હય કે જીસ્સેં આપકો મંય દેહલીકા તખ્ત દું.

**વિજય**—આપકો ઇસિ જંગમે ફતહમંદી મીલી વો ઇસિ તાબેદારીસેંહી મીલી હય.

**શાહબુદ્દીન**—કોનસી તદબીરસેં ?

**વિજય**—મંયને દગાસેં હુમલા કરનેકા બતલાયા, લશ્કરમેં બેદિલી ફેલાઈ, ઔર કલ્યાણકો મારા, યે સબ આપ જાનતે હો.

**શાહબુદ્દીન**—યે તુમને બદી કી હય, બદીકે બદલેમેં સજા હય. કહીં બદીસે નફા સુના હય ?

**વિજય**—( ગભરાઈને ) હુઝુર આપકે બચનકો યાદ કરો.

**શાહબુદ્દીન**—બચન, નમકહરામકો દીયા બચન જુઠા હય. દગાબાજસેં દગા કરના ગેરઇન્સાફ નહિ હય.

**વિજય**—મંયને પૃથુસેં દગા કીયા હય. આપસેં નહિ કીયા હય.

**વિજય**—બંદે નિવાજ, મંય કસમ ખાકે કહતા હું કે આપસેં કભી ફરેબ નહિ કરુંગા.

**શાહબુદ્દીન**—બેદિલ કે બિચાર હવાકે ચર્ખીકી માફીક ફીરતે હય. કસમસેં ક્યા ઇતબાર.

વિજય—નામદાર યે આપકી બદદાનત હય. આપ યે વિશ્વાસ ઘાતકા કામ કરતે હો. ખયર મુઝે તો કુચ્છભી નહિ હય મગર યે બેઈમાનીકા બદલા આપકો ખુદાસેં મીલેગા.

શાહબુદ્દીન—ચૂપ, મ્હૂંજૂર, સિપાઈ પકડો યે મુજીકો. ( વિજયને પકડે છે. ) લે યે દેહલીકા તખ્ત. થુ હય તેરે નામપે. લ્યાનત હય તેરે નામપે. કમબખ્ત તેરે જયસે નમકહરામકે વાસ્તે તો યેહી સજા હય કે સારે બાજારમેં સર તનસેં જુદા કરના કે જીસ્સે સારી આલમમેં જાહિર હોવે કે નમકહરામકી યે હાલત હોતી હય.

વિજય—ગરીબપરવર કુચ્છ રહમ.

શાહબુદ્દીન—રહમ, તેરે જયસે નાબકારકે પર રહમ. જીસને અપકી જાતકી. અપને દેશકી, પાયમાલીકી, અપને અન્નદાતા કે બુરે હાલ કીયે, અયસે કાલે કામકા કરનેવાલા તેરેપર રહમ કરકે મંય ખુદાકા ગુન્હેગાર બનું? જીતેજી તનકી ખાલ નીકાલે તોભી નમકહરામી કે વાસ્તે યે સજા કમ હય. સિપાઈ઼ઓ જાઓ જલ્દ જંગલમેં જા કર ઈન્કો ફાંસી દેદો.

સિપાઈ—જયસા હુકમ ( લઈ જાય છે. )

શાહબુદ્દીન—અબ ચલો દેહલીકા બંદોબસ્ત કરકે યહાંસે જલ્દ ગજની જાવે.

દરબારી—જી હાં સરકાર.

× × × ×

× × ×

×

( પ્રસંગ—વિજય નિરાશ સ્થિતિમાં ચોધાર અશ્રુએ રોતો સિપાઈઓ સાથે જાય છે. તેનો પશ્ચાત્તાપ. )

× × ×

સિપાઈ—વાહ, ડેહલીકા તખ્ત મીલા, અબ રોતે હો કીસ લીએ.

વિજય—હા ખોદે તે પડે, મને મારાં કાળાં કર્મની શિક્ષા મળી. મેં હત્યારે સુશીલ ઉષાવતિનો પ્રાણ લીધો. સત્યધર્મી કલ્યાણને દગાથી માર્યો, પ્રતાપશાળી અન્નદાતાને વિશ્વાસે ફસાવ્યા. આર્યબંધુ-ઓને સદાને માટે પરતંત્ર કરી દુઃખ પોકારતા કર્યા, મેં પિતાની ઉજ્વળ કીર્તિને કલંકના કાજળમાં રગદોળી છે. હું જગતને કંટકરૂપ ઝેર ભર્યા સર્પ સમાન નરાધમ શાને ઉત્પન્ન થયો. લાલચ, ઇર્ષ્યા અને વિષયમાં અંધ બની મેં પૃથ્વી રસાતળ પહોંચે તેવાં અઘોર કર્મ કર્યાં છે. હાય હાય, કોઈ આવો. મારા શરીરના ચુરેચુરા કરી મને શાંતિ આપો. જે કોઈ મારા સમાન પાપને પંથે પડશે તેની આ લોક અને પરલોકમાં પણ ગતિ નથી.

× × × ×

( ભારતવિજય સમાજના ચિતોડનો કરણ એ નાટકનો અંક ૩ જો. પ્રવેશ ૧૦, ૧૧ મો. )

---

# ( ૩૭ ) યુરોપીય મહાવિગ્રહનો પૂર્વ રંગ

અથવા

# કયસરનું કારસ્તાન.

---

## પ્રવેશ ૧ લો.

સ્થળઃ—કયસર વિલીઅમ બીજાનો ચેમ્બર.

પાત્રોઃ—કયસર-પ્રધાન-સિપાઇ.

કયસર—( પ્રવેશ કરીને ચેમ્બરમાં ટાંગેલા નકશા તથા ટેબલ ઉપર પડેલા પૃથ્વીના ગોળા તરફ જોતો )—જરા પણ સંદેહ નથી.

આપણે પૂરતી તૈયારી કરી રાખી છે. છેલ્લાં વીશ વર્ષમાં લડાઈ વિના બીજો વિચાર જ કોણે કર્યો છે? માયિક ઈંદ્રજાળ પણ એવી પાથરી રાખી છે કે આજ સુધી કોઈને લેશ પણ વહેમ આવ્યો નથી કે આ શું કરે છે. આપણો વિજય ચોક્કસ છે. (ગ્લોબ ફરીથી ફેરવીને) ઠીક છે. આ માર્ગે જ અનુકૂળ આવશે. જો સ્વીટ્ઝ લોકો ચેતી જાય તો તે માર્ગ જરા વિકટ થઈ પડે ખરો? આજ વીશ વર્ષની મારી બાજીની આખા યુરોપને ખબર પડવા દીધી નથી તો સ્વીટ્ઝર્લૅાડ શું હિસાબમાં છે? તેમાં જરા પણ શંકા લાવવા જેવું નથી. પ્રધાનજી આજે શું ખબર આપે છે, તે ઉપરથી ચોક્કસ નિર્ણય ઉપર આવી શકાશે માટે ચાલ પ્રધાનજીને બોલાવું—

(ઘંટડી વગાડી (callIng bell) પટાવાળાને બોલાવે છે.)

(પટાવાળો પ્રવેશ કરે છે.)

પટાવાળો—જી હજુર, શું ફરમાન છે?

કયસર—જાઓ, જલદી પ્રધાનજીને બોલાવો.

પટાવાળો—બહુ સારૂં હજુર, જેવી આજ્ઞા. (જાય છે.)

(કયસર ગ્લોબ ફેરવે છે તથા નકશા જુવે છે.)

પટાવાળો—(પ્રવેશ કરીને) હજુર, પ્રધાનજી આવવા રજા માગે છે.

કયસર—આવવા દો. પટાવાળો—બહુ સારૂં હજુર. (જાય છે.)

(પ્રધાનજી પ્રવેશ કરે છે.)

પ્રધાન—(સલામ કરી બેસે છે.)

કયસર—કેમ, શું સમાચાર છે? આજે વિચારમાં ને વિચારમાં આખી રાતમાં મને નિદ્રા પણ આવી નથી. આપણે પૂરતી તૈયારી કરી રાખી છે. માટે હવે ઢીલ શા માટે કરવી જોઈએ? હુ ધારૂં છું

કે તમામ રાજ્યો ગાઢ નિદ્રામાં ઘોરે છે ત્યાં આપણે સ્વીટ્ઝર્લૅાંડને માર્ગે આપણે આપણો ધસારો શરૂ કરીએ તો કેમ?

પ્રધાન—જેવી આપની આજ્ઞા, પણ—

કયસર—કેમ પણ કહી અટકી ગયા? કાંઈ નવું ભૂત જાગ્યું છે કે શું? જલદી કહો, મને તો આપણા વિજયની સંપૂર્ણ ખાત્રી છે.

પ્રધાન—જી હા. મહારાજ, આપણા વિજય માટે તો મને પણ સંપૂર્ણ ખાત્રી જ છે, પરંતુ આજે ચોક્કસ સત્તાવાર રીતે ખબર મળ્યા છે કે કોઈ નિમકહરામ લોકોએ આપણા હુમલાની હકીકતથી સ્વીટ્ઝ લોકોને વાકેફ કર્યા છે, અને તેથી તેઓએ એક જબરૂં લશ્કર એકઠું કરવા માંડ્યું છે, અને સામા થવાને તૈયાર થઈ ગયા છે. માટે હવે કેમ કરીશું? આપણા હુમલાના સમાચાર હવે વધારે વખત છાના રહે તેમ લાગતું નથી.

કયસર—( હાથ પછાડીને ) આ વળી સાલ ક્યાંથી આવ્યું? **प्रथमकवले मक्षिकापातः।** પહેલા કોળીઆમાં જ માખી-( ગ્લોબ ફેરવે છે તથા ટાંગેલા નકશામાં જુવે છે. વિચારમાં મશગુલ બની જાય છે. ચેમ્બરમાં આંટા મારતો મારતો બબડે છે. )—હા. એમ જ...બીજો જ નથી......જરૂર...એમ જ...હા, એ જ ઉપાય...એ જ નિશ્ચય ...( ખુરશી ઉપર બેસીને )-હાં, પ્રધાનજી...( વિચારમાં )

પ્રધાનજી—જી, મહારાજ...

કયસર—પ્રધાનજી! ફિકર નહિ. કાંઈ ચિંતા કરવા જેવું નથી. જાઓ એમ કરો કે—...( વિચારમાં ).

પ્રધાનજી—આજ્ઞા.

કયસર—શું કહ્યું?......( વિચારમાં મશગુલ )

પ્રધાનજી—આજ્ઞા મહારાજ

કયસર—પ્રધાનજી, આપણે એ માર્ગ મૂકી જ દેવો પડશે. આપણે આપણો માર્ગ બેલ્જિઅમમાંથી કરીશું. કારણ તેથી યુરોપનાં બીજાં રાજ્યો તુરત જાગૃતિમાં આવશે નહિ. ઑસ્ટ્રિઆ તરફથી સર્વિઆને આપવાનો જવાબ જે આપણે તેને (ઑસ્ટ્રિઆ માટે) ઘડી રાખ્યો છે તે મોકલાવ્યો ?

પ્રધાન—જી હા, તે તો તેને ક્યારનો પહોંચી પણ ગયો હશે.

કયસર—ચાલો ત્યારે, કાલે બેલ્જિઅમમાંથી ધસારો શરૂ કરો. હું ધારૂં છું એક અઠવાડીઆમાં આપણે બેલ્જિઅમ હાથ કરીશું. અઠવાડીઆમાં ફ્રાન્સ અને પછી ઇંગ્લાંડ તો હાથ આવ્યું જ સમજો.

પ્રધાન—જી હા, મહારાજ, તેમાં જરા પણ સંદેહ નથી.

કયસર—જાઓ, ત્યારે તૈયારી કરો. હું પણ સજ્જ થાઉં છું.

(બન્ને જાય છે.)

---

## પ્રવેશ બીજો.

સ્થળ—કયસર વિલીઅમ બીજાનો ચેમ્બર.

પાત્રો—કયસર–પ્રધાન–પટાવાળો.

(કયસર એકલો પ્રવેશ કરે છે.)

કયસર—(નકશા જોતો, તથા ગ્લોબ ફેરવીને), હજી પ્રધાનજી કેમ નહિ આવ્યા? બેલ્જિઅમ ઉપર પૂર જોસથી ધસારો કર્યો છે; આજે બેલ્જિઅમ લશ્કર નાસી ગયું હોવું જોઈએ અથવા તાબે થયું હોવું જોઇએ, અને ધારૂં છું કે ફ્રાન્સ ઉપર હુમલો શરૂ થઈ ગયો હશે.

પટાવાળો—હજુર, પ્રધાનજી આવવા રજા માગે છે.

કયસર—જા, જલદી મોકલ.

પ્રધાનજી—( પ્રવેશ કરીને )...જય જય મહારાજ. ( બેસે છે. ) હજુર, બેલ્જિઅમ તો સામું થયું છે, અને આપણા બચાવ માટે વધારે સૈન્ય મોકલવાની જરૂર છે. આજ આઠ આઠ દિવસ થયા તોપણ હજી નમ્યું આપતું નથી. આથી તો આપણી બાજી ઉંધી વળી જવાનો ભય રહે છે. કારણ કે ઇંગ્લાંડ, ફ્રાન્સ, રૂશિઆ વગેરે રાજ્યો જાગૃત થઈ જશે અને મામલો વધારે ગંભીર થશે.

કયસર—કશી ચિંતા નથી. જરા ખોટું તો થયું પણ આપણે તેથી બીવાનું નથી. આપણી પાસે પુષ્કળ લશ્કર છે—તેથી હું આખા યુરોપને કહીશ કે come one, come all, this rock shall Fly, as soon as I. પણ ઑસ્ટ્રિઆના શું ખબર છે?

પ્રધાન—ઑસ્ટ્રિઆની કેટલીક શરતો કબુલ કરવા સર્વિઆ ના પાડે છે, અને તેથી ઑસ્ટ્રિઆ તે શરતો ફેરવી આપવા ધારે છે.

કયસર—( ગુસ્સાથી હાથ પછાડીને )—એમ બને જ કેમ? જલદી પેગામ મોકલો અને તેને જણાવો કે અમે લડાઈ શરૂ કરી દીધી છે. લુક્ષેમ્બર્ગની સરહદ ઓળંગી છે અને બેલ્જિઅમ ઉપર ધસારો કર્યો છે માટે હવે અમે જે શરતો તમોને લખી મોકલી છે તેમાં બીલકુલ ફેરફાર કરશો નહિ અને લડાઈમાં મક્કમ રહેજો.

પ્રધાન—બહુ સારૂં મહારાજ, હમણાં જ જાસુસ મોકલી આપના ફરમાન મુજબ કહેણુ મોકલાવું છું. બીજી શી આજ્ઞા છે. ટપાલનો પણ સમય થવા આવ્યો છે જેથી નવા સમાચાર વાંચી અરધી કલાકમાં પાછો આવું છું ( જાય છે )—

કયસર—ઑસ્ટ્રિઆ ખરે વખતે ખશી જાય તે બને જ કેમ? તેને બરાબર મજબુત કરવા કહેણુ મોકલાવ્યું છે. મારી જાળમાં એક વાર સપડાયા પછી ભાર નથી કે કોઈ ખસી જઈ શકે. પ્રધાનજી કહે છે

તેમ બીજા દેશો જાગૃતિમાં આવી જાય તો તેમાં ગભરાવાનું શું કારણ છે ? આપણી પાસે દ્રવ્ય તથા ખોરાક પુષ્કળ છે. પાયદળ પણ ઘણું છે તે ઉપરાંત જુદાં જુદાં સ્થળે જાસુસ મોકલ્યા છે તે રોજે રોજની બાતમી આપશે. વળી ત્રિસન્ધિ નિયમને અનુસરીને ઈટાલી તો આપણા પક્ષમાં જ ભળશે તેમાં સંદેહ નથી, તુર્કીને તો આપણું રકમડું બનાવી દીધું છે તેથી આપણે કહેશું ત્યારે તે લડાઈમાં હાજર રહેશે પણ તુર્કીની મદદ શિઆળામાં આપણને બહુ કીમતી થઈ પડશે. માટે હાલમાં તો તે તટસ્થ રહી આપણું કામ કર્યા કરે તે જ ઠીક છે. ઈંગ્લાંડનું નૌકાબળ વધારે છે તે ખરૂં પણ આપણે જમીન ઉપર જ ઝાઝે ભાગે લડીશું.

પટાવાળો—હજુર, પ્રધાનજી આવવા રજા માગે છે.

કૈયસર—આવવા દે.

પ્રધાન—જય જય મહારાજ ! આજે ટપાલમાં બહુ જ ગંભીર સમાચાર છે. ઇંગ્લાંડનું ૨૦૦૦૦૦ માણસનું લશ્કર ઇંગ્લીશ ચાનલ ઓળંગી બેલ્જિઅમની મદદે જવા ફ્રાન્સમાં ઉતરી ગયું ! તેથી ફ્રાન્સ તથા બેલ્જિઅમ વધારે જોરમાં આવ્યાં છે. પૂર્વ તરફ સર્વિઆ તરફથી રૂશિઆ લડાઈમાં ઉતર્યું છે અને ઑસ્ટ્રિઆનો કચ્ચરઘાણ વાળી નાંખે છે. ઑસ્ટ્રિઆએ આપણી મદદ માગી છે અને મોકલ્યા વિના છુટકો નથી.

કૈયસર—ઑસ્ટ્રિઆનો પણ નાશ થવાની જરૂર છે. આખા યુરોપમાં આપણા સિવાય બીજું એક પણ જબરૂં રાજ્ય નહિ રહેવું જોઈએ. પરંતુ એક વાત ખાસ ધ્યાનમાં રાખજો કે આપણાં રાજ્ય ઉપર જ્યારે ધસારો આવે એવું જણાય ત્યારે ૫૦૦૦ ) નું લશ્કર ઑસ્ટ્રિઆની મદદે મોકલવું.

**પટાવાળો**—ટપાલ વાળો આટલા તાર આપી ગયો છે.

( તારનું એક બંડલ આપે છે ).

**કયસર**—પ્રધાનજી વાંચો જોઈએ શું સમાચાર છે ?

**પ્રધાન**—( તારનું બંડલ ઉકેલીને એક પછી એક વાંચે છે.)

૧. ઇંગ્લાંડ, ફ્રાન્સ-બેલ્જિઅમ બહુ જોર ઉપર આવ્યાં છે, અને આપણને દરીઆઈ લડાઈ લડવા ફરજ પાડે છે. ઉત્તર સમુદ્રનો બેલ્જિઅમનો કિનારો આપણે હાથ કરવો પડશે.

૨. રૂશિઆએ ઑસ્ટ્રિઆને સજ્જડ હાર આપી છે. ગેલેશિઆમાં દાખલ થયા છે. પ્રેઝીમીલ હાથ કર્યું છે. કાર્પેશીઅન પર્વતોનાં નાકાં પણ તેઓના જ હાથમાં છે.

૩. આપણાં લશ્કરને વોર્સોથી ૪૦ માઇલ પશ્ચિમે હઠાવ્યું છે અને આપણી સરહદથી ફક્ત ૧૦ માઇલ જ દૂર છે. પણ વાર્ટાવિશ્ચુલા આગળ આપણે ઝનુની લડાઇમાં ઉતર્યા છીએ.

૪. આપણી ફરતી ક્રુઝરોને પકડવા દુશ્મનોએ ૭૦ ક્રુઝરો મોકલી છે. એમડનનો નાશ થયો છે અને કોનિંગ્સબર્ગ પકડાઈ છે.

૫. જાપાને બે લાખ માણસોની મદદ દુશ્મનોને મોકલવા જણાવ્યું છે તથા પૂર્વમાં કીયાચાઉનો કબજો લીધો છે તેથી એશિઆમાં આપણી સત્તા નાબુદ થઈ છે.

૬. તુર્કી લડાઇમાં ઉતર્યું છે પણ તેઓમાં અંદર ફાટફુટ થવાથી અરધા ડઝન અમલદારોએ રાજીનામાં આપ્યાં છે, તેથી તેણે આપણા અમલદારો મોકલવા માગણી કરી છે.

**કયસર**—આપણે ત્યાં અમલદારોની ખોટ છે તેથી તેઓને ક્યાંથી મોકલી શકાય માટે જણાવો કે અમારા અમલદારો મોકલાય તેમ નથી. બહુ જ જરૂર હોય તો ઑસ્ટ્રિઅન અમલદારો મોકલીએ.

પ્રધાન—હજુર, ઑસ્ટ્રિઅનોને મોકલવા તેઓ ના પાડે છે.

કયસર—ત્યારે લાચાર! કુટાઈ પીટાઈ જવા દો. આગળ વાંચો જોઈએ બીજા શું તાર સમાચાર છે.

પ્રધાન—( આગળ વાંચે છે. )

૭. આપણો વેપાર તદ્દન બંધ પડી ગયો છે તેથી હંમેશાં રૂ. ૪,૩૭,૫૦૦૦૦ નું નુકસાન લાગે છે વળી લડાઈ પાછળ હંમેશાં રૂ. ૨,૨૫,૦૦૦૦૦ નું ખર્ચ આવે છે ત્યારે બ્રિટિશ વહાણો નિયમ પ્રમાણે આવ જા કરે છે, તેથી તેનો વેપાર ચાલુ છે અને તેઓનું પરદેશનું ઘણું ખરૂં લશ્કર પણ આવી ગયું છે.

૮. હિંદી લશ્કર આપણાં લશ્કરમાં ત્રાસ વર્તાવે છે તેનાં ૨૦૦૦) માણસોએ આપણાં ૨૦૦૦૦ ) માણસોની હાલમાં જ ખુવારી કરીછે.

૯. ઇંગ્લાંડ તથા રૂશિઆએ અરસપરસ મદદ મોકલી શકાય તેવી છુપી તજવીજ કરી છે.

કયસર—( હાથ પછાડીને )

ફિકર નહિ. હવે તો ચલાવ્યે જ રાખો. જે થાય તે ખરૂં. મરણીઆ થઈને લડો. દરીઆઈ લડાઈ લડવી પડશે તો આપણે મુસ્કેલીમાં આવી પડશું પણ જે થાય તે ખરૂં ભાવી! હું જાતે બેલ્જિઅમમાં જઈશ તેથી લશ્કરમાં નવો જુસ્સો આવશે હવે ચિંતા કરવી નકામી છે. જો કે આપણે હારશું એમ મને તો લાગતું નથી તો પણ કદાચ હારીએ તો એ આપણે ઘણો નાશ કર્યો છે જેથી येन केन प्रकारेण પણ નામ તો રહેશે જ માટે ચાલો તૈયાર થાઓ હું પણ સજ્જ થઈ આવું છું. ( બન્ને જાય છે. )

પદ્મનાભ હરિદત્ત શાસ્ત્રી.



# (૩૮) કૃષ્ણની વિદાયગીરી.



વસ્તુ—મથુરાથી રાજા કંસનું તેડું લઈ આવેલા અ઼ુરને લઈને કૃષ્ણુ બહાર ફરવા નીકળ્યા છે. તેઓનો સંવાદ મામાના કપટ તરફ દોરાય છે અને કૃષ્ણુ પોતાના મર્મ ટાળે છે. છેવટે બન્ને જણુ સાથે નીકળવા નક્કી કરે છે,

બળભદ્ર— (ગાયન).

શક્તિ અતુલિત, વચન અમૂલિત, વાણી સુધારસ છે
અસલ રસિક—રસિક વર એ
મહાવીર ગંભીર, ધીર વીર નર એ
કહે જનો સાહાબાશ. શક્તિ—



ખરે શ્રી કૃષ્ણુની સ્તુતિ કરતાં
સર્વે રૈયત ભક્તભાવના વાળા
ભાવિકોને આપેલો જવાબ
વિસ્મય પમાડે એવો છે.
ત્હેમની અથાગ શક્તિ તે
પોતાના માતપિતાના અપૂર્વ
મનોબળનું સામર્થ્ય જણાવે છે.
હશે. તે વિષય અગમ્ય છે.
અક્રુરજીનું અહીં આવવું થયું
તે વિષે બીજા જુદા વિચાર કરે છે
પરંતુ મને અક્રુર

શુદ્ધ નિષ્ઠાથી આવ્યો જણાય છે.
શ્રી કૃષ્ણે ત્હેને તપાસવા
[illegible] ઓઢવણુ કરી—રમત રમવા
બન્ને સાથે નીસુરી પડ્યા છે;
આખો દિવસ બહાર રહ્યા છે
અને આ વખતે આવવા કહેલું છે
તે આજ્ઞાએ અહી થંભું છું.
અહો આવ્યા બાજુએ રહું. ( બાજુએ રહે છે )

કૃષ્ણ—( પ્રવેશી ) અક્રુરજી, મામાને વાત્સલ્ય વર્ષ્યું
તે તમારી વાત શી રીતે રુચે?
શત્રુ મિત્ર થાય કે?
ગળીનો રંગ અગર કોયલાનો રંગ
લાખો, કરોડો સાબુથી ધોતાં
શું બદલાશે કે?

અક્રુર—સ્નેહીના સ્નેહ શ્યામ હોતા નથી
પરંતુ મન ઉપરની મેંશ
હર હંમેશના ખટપટ થરથી
વધી જાય તે જરૂર
પશ્ચાત્તાપ જળથી પલળી
સોહાર્દ સાબુએ ધોવાય
તે શું સ્વાભાવિક નથી?

કૃષ્ણ—ભાઈ, સ્નેહીના સ્નેહ શ્યામ હોતા નથી
પરંતુ શત્રુના સ્નેહ કેવા હોય?
કંસ મારો સ્નેહી કે શત્રુ

તે આપ જરા વિચારશો !
મારા બાળપણની વાત
ગોકુલ અને વૃંદાવનમાં સુપ્રસિદ્ધ છે
તે જરા સંભારશો ?
પુતના અને બીજા રાક્ષસી સ્વભાવના
ગોઝારાં કૃત્ય કરવા આવેલા
છેવટે પ્રલંબનની બીના
તે શું સ્નેહ બતાવે છે કે ?
આપ પોતે જ આપને
છેલ્લાં આપને ગમે તે પ્રકારે
મ્હને સમજાવી લઈ જવા સમજાવ્યું
તે કેમ વીસરો છો ?

અક્રુર—એ તો સ્નેહનો ઉભરાટ
વ્હાલાને બોલાવવા
વારંવાર દબાણ દરશાવે ?
આપને મળવા ઉત્સુક છે એટલું જ નહીં
પણ આપને તેઓ પાસે લઈ જનારને
અઢળક ધન આપવા તૈયાર છે.

કૃષ્ણ—આપને આપવા કહેલું કે ?

અક્રુર—અવશ્ય, મહાપુરુષોનાં વચન
કદી પણ અફળ બને જ નહીં.
સ્નેહની સાંકળો સબળ બળે,
બંધાયલી તેથી જ તેવો ભોગ
આપવા રાજા તૈયાર છે.

કૃષ્ણ—અકપટી મન કપટાચરણ ક્યાંથી જાણે!
અક્રુરજી આપની ગણનામાં આપ
અવશ્ય તદ્દન ભુલ્યા છો.
આપના છેલ્લા વચને
મ્હારા મર્મ ટાળ્યા છે.
અને કંસનું કપટ ચેત્યો છું
છતાં આપનું દૂતકાર્ય અફળ
જવા નહીં દઉં. ચાલો તૈયાર
થઈ આપણે જઈએ (બન્ને જાય છે.)

બળરામ—કૃષ્ણની મનશક્તિ કેવી વિશાલ!
બ્હાર જનોને ઉમર બાળ
સદા સર્વદા છે છતાં
શાં ત્હેનાં મર્મવચનો!
પ્રભુ, ત્હારી પૂર્ણ કૃપા
કેવી રીતે અવતરે છે!
ધન્ય હો, માતપિતા તમને
આવો ધર્મવીર ઉપજાવ્યો! (જાય છે.)



# ( ૩૯ ) મારવાડીનો પંજો.



વસ્તુ—વેનીસના બેસાનીઓને નાણાંની જરૂર હોવાથી તે શાયલોક નામના જ્યુ પાસે નાણાં ઉછીનાં લેવા આવેલ છે, અને નાણાંની જામીનગીરી તરીકે એન્ટોનીઓ નામના એક મ્હોટા વેપારીને

કબુલ રાખે છે, અને તે સાથે એવી શરત છે કે જો પાકે દીને નાણું પાછાં વાળવામાં ન આવે તો એન્ટોનીઓના શરીરનું એક રતલ માંસ જ્યુને મળે.)

(મરચંટ ઓફ વેનીસ (શેકસપીયર) અંક ૧: પ્રવેશ ૩)

સ્થળ—વેનીસ-રસ્તો.

બેસાનીઓ અને શાયલોક પ્રવેશ કરે છે.

**શાયલોક**—ત્રણ હજાર ડ્યુકેટ ?—ઠીક.

**બેસાનીઓ**—હા અને ત્રણ મહીના માટે.

**શાયલોક**—ત્રણ મહીના માટે—ઠીક.

**બેસાનીઓ**—જેને માટે મ્હેં કહ્યું તેમ એન્ટોનીઓ જામીન થશે.

**શાયલોક**—એન્ટોનીઓ જામીન થશે—ઠીક.

**બેસાનીઓ**—મ્હને મદદ કરશો ? મ્હને સહાય દેશો ? આપનો જવાબ જાણું ?

**શાયલોક**—ત્રણ હજાર ડ્યુકેટ, ત્રણ માસ માટે અને એન્ટોનીઓ જામીન.

**બેસાનીઓ**—ત્હેનો જવાબ ?

**શાયલોક**—એન્ટોનીઓ સારી આસામી છે.

**બેસાનીઓ**—ત્હેના વિરુદ્ધ કાંઈ સાંભળ્યું છે ?

**શાયલોક**—અરે ના ના ના ના ના, મ્હેં ત્હેને સારી આસામી કહ્યો તેનો માયનો એટલો જ કે તે ફક્ત જામીનગીરીમાં ચાલી શકશે —પણ—પણ તેની સ્થિતિ વિચારની જ છે. ત્હેણે એક વહાણ ટ્રિપોલી મોકલ્યું છે. બીજું ઇન્ડીસ મોકલ્યું છે. અને મ્હેં રીઆલ્ટોપર સાંભળ્યું તેમ ત્રીજું મેક્ષીકો મોકલ્યું છે અને ચોથું ઇંગ્લાંડ મોકલ્યું છે, અને બીજા સાહસો જુદા જુદા તે કરે છે; પણ ભાઈ, વહાણોપર લાકડાં અને ખલાસી માણસો છે. જમીનચુવા અને જળચુવા હોય છે.

જળચોર અને જમીનચોર હોય છે એટલે કે—ચાંચીઆ અને બીજું દરીઆમાં પણ ભય હોય છે—તોફાની હવા અને ખડકો પણ તે છતાં આસામીની જામીનગીરી પુરતી છે. ત્રણ હજાર ડયુકેટ, હું ધારૂં છું તેની જામીનગીરી લઉં.

બેસાનીઓ—ખચીત તમે લેજો.

શાયલોક—હું પોતે ખાત્રીથી લઈશ અને હું ખાત્રી કરી લઈશ. હું એન્ટોનીઓ સાથે વાત કરૂં ?

બેસાનીઓ—તમારી ઇચ્છા હોય તો ખાણા ઉપર આવો તો.

શાયલોક—×—×—× હું તમારી સાથે ખરીદી કરીશ, વેચાણ કરીશ, વાત કરીશ અને એવું કરીશ. પણ હું તમારી જોડે જમીશ નહીં, પીશ નહીં, તમારી જોડે પ્રાર્થના કરીશ નહીં. રીઆલ્ટોની ખબર—કોણ છે ? ( એન્ટોનીઓ પ્રવેશે છે. )

બેસાનીઓ—આ સીનોર એન્ટોનીઓ.

શાયલોક—( સ્વગત ) ધુરકતો પ્રજાપક્ષી જેવો દેખાય છે.

વેનીસમાં અમારા વ્યાજના દરથી
ઓછા દરની તેની ધીરધાર
ક્રિશ્ચિઅનના ધિક્કારથી
વધુ ધિક્કારે ધિક્કારાવે છે.
જો તે ઝલાય અને અહીં ફસાય
તો મ્હારૂં જુનું વેર વળાય.
વેપારીમંડળમાં અમારી પવિત્ર પ્રજાને
અમારી કરકસર અમારા નફાને
વ્યાજ કહી મ્હને વગોવે છે.
ધિક્કાર હોજો ધર્મપર જો માફ કરૂં તો.

બેસાનીઓ—શાયલોક, મ્હારૂં સાંભળ્યું ?

શાયલોક—હું મ્હારી અનામતપર વિચારું છું
અને યાદશક્તિના જોરે ધારું છું
કે પુરા ત્રણ હજાર ડ્યુકેટ ભેગા કરવા
ભારી છે. તો એ શું? અમારી જાતનો
હીબ્રુ જ્યુબાળ મ્હને નાણું ધીરશે.
પણ સબુર. કેટલા મહીના તમારે જોઈએ?
(એન્ટોનીઓને) ક્યાં સીનોર તબીઅત મજેહમાં?
આપનું નામ છેલ્લા યાદ કરતા હતા.

એન્ટોનીઓ—શાયલોક, વધુ નાણું લઈ યા આપીને
નાણું આપતો અગર હું લેતો નથી.
પરન્તુ મિત્રની ખરી તંગીમાં
સહાય થાવા નિયમ ત્રોડું છું.
કેટલાં નાણું જોઈશે તેની ખબર છે?

શાયલોક—હા. હા. ત્રણ હજાર ડ્યુકેટ.

એન્ટોનીઓ—અને ત્રણ મહીના માટે.

શાયલોક—હું તે ભૂલ્યો. ત્રણ મહીના—તમે મ્હને કહ્યું.
ત્રણ મહીના. ઠીક. તો તમારી જામીનગીરી અને મ્હને વિચારવા દો—પણ મ્હને સાંભરે છે કે તમે કહ્યું કે નાણુંના લાભ માટે નાણું ધીરતા અગર લેતા નથી.

એન્ટોનીઓ—હું કદી તેમ કરતો નથી.

× × × ×

શાયલોક—ત્રણ હજાર ડ્યુકેટ—મ્હોટી રકમ,
બારને બદલે ત્રણ માસ—તો હું ધારું છું,
હું વિચારું—દર ? !

એન્ટોનીઓ—શાયલોક, તો અમારે રોકાવું કે?

શાયલોક—સીનોર-એન્ટોનીઓ, ઘણી વખત અને વારંવાર
રીઆલ્ટોપર મ્હારે માટે મારા નાણાં માટે
અને મ્હારા લાભ માટે મ્હને વગોવ્યો છે.
છતાં સહનશીલતાથી મેં સહ્યું છે.
સહનશીલતા અમારી જાતિનો ધર્મ છે.
તમે મ્હને અધર્મી તૃષાતુર કુતરો કહ્યો છે.
અને મ્હારાં કપડાં તરફ થુંક્યા છો.
અને આ સઘળું મહારાં જ નાણાં માટે!
અને હવે લાગે છે કે તમારે મ્હારી મદદ જોઈએ
મ્હને મળો છો અને કહો છો:
'શાયલોક, અમારે નાણાં જોઈએ'
તમે તેમ કહો છો.
મ્હારી દાઢીને વગોવનાર,
રખડેલ કુતરાને લાતથી મારવા સમાન અપમાન કરનાર
તમે મ્હારી પાસે માંગો છો.
નાણાં તમારી માંગણી છે.
મ્હારે તમને શું કહેવું?
જવાબ આપું ના, શાને કે
'કુતરા પાસે પૈસા હોય ના
કુતરા પાસે ત્રણ હજાર ડયુકેટ
તે અસંભવિત' અથવા
નમ્રતાથી તમો આગળ નમી જઈને
'મહેરબાન, ગયા બુધવારે
મ્હારા ઉપર થુંક્યા હતા.
બીજીવાર કુતરો કહ્યો હતો.

અને આ હાવભાવે
હું આટલાં નાણાં ધીરૂં છું ? '

એન્ટોનીઓ—હું તેજ છું અને તેજ રહીશ.
થુંકીશ અને વગોવીશ
જો નાણાં ધીરવાં હોય તો
ધીરીશ ના જેમ મિત્રને.
મિત્ર લે કદી નહીં વધારો વિત્તનો.
પણ ધીર જેમ ધીરતો હોય
ત્હારા કટ્ટા શત્રુને
જો તે પાળે નહીં શર્ત તો
લેવી નુકસાની જે ઘટે.

શાયલોક—આ શાને ? સાંભળો,
હું કરીશ મિત્રાઈ સાથ તમારી અને જીતીશ પ્રીતને
ભૂલી જઈશ શર્મોને અને સઘળી ચીડને.
આપીશ નાણાં જરૂર જોગા વિના કાંઈ વધારાથી
ધારૂં થશે સંતોષ તમને આ મારા ઇરાદાથી.

બેસાનીઓ—અલબત્ત તે દયા.

શાયલોક—આ દયા હું બતાવીશ.
ચાલો મ્હારી સાથે વકીલને ત્યાં
અને ત્યાં તમારો લેખ લખી આપો
અને એક આનંદી લેખ માંગું છું.
કે જો તમે તમારાં નાણાં પાકે દીને
લખ્યા મુજબ આપો ના
તો માંસ શરીર તમારાનું

ગમે મ્હને તે ભાગનું
એક રતલ લેવાનો
અધિકાર મ્હને આપવો.

એન્ટોનીઓ—બસ એ જ ? હું તેવો લેખ લખી આપીશ
અને ધારીશ દયા જયુ ત્હારી.

બેસાનીઓ—મ્હારે માટે તેવો લેખ લખવો ના.
ચલાવીશ ભીડ મ્હારી નાણાંના વિના.

એન્ટોનીઓ—ડર મા. મ્હારે તે દેવાનું નથી.
આ બે માસમાં-પાકયા દીનની એક માસ અગાઉ.
હું ધારું છું લેખની રકમથી
ત્રણથી ત્રણ ગણી રકમ પાસે હશે.

શાયલોક—ઓ અબ્રામ, આ ક્રિશ્ચિઅન કેવા ? તેમનાં કઠણ હૃદય
કઠણતા બધે ભાસે છે, મહેરબાન, મ્હને કહો. જો તે
પોતાનો કરાર પાળે નહીં તો સરત પળાયે શું મળે ?
માણસનું માંસ મ્હને શા કામનું ?
નહીં કિંમત અને તે કોડી કામનું ?
સાંભળો,
ત્હેની કૃપાને માટે આ મૈત્રી બતાવું છું.
માનો તો પાળો તે અગર નહીં તો જાઉં છું
અને મ્હારા સ્નેહને માટે મ્હને દુઃખી મા કરો.

એન્ટોનીઓ—બસ શાયલોક—હું તે બોન્ડ લખી આપીશ.

શાયલોક—તો ચાલો વકીલને ત્યાં અને આ રમુજી લેખ લખવા
આપો તેને સવલતા. અને હું જઈ ડ્યુકેટસ લઈ
સોંપેલ ગુલામને ઘર સંભાળી તરત સાથ થાઉં છું.

એન્ટોનીઓ—જલ્દી કર, કૃપાળુ જ્યુ. ( શાયલોક જાય છે. પછી )
હીબ્રુ ક્રિશ્ચિઅન થશે, દયા વધી છે.

બેસાનીઓ—સારી શર્ત અને લુચ્ચાનું મન પ્રસન્નતા ત્યગાવે છે.

એન્ટોનીઓ—ચાલ લઈ રૂખશદ દીલગીરી દૂર કર
વહાણુ મ્હારાં પહોંચશે એક માસ અગાઉ પર.

# ( ૪૦ ) ઈર્ષ્યાનો જુલમ.

વસ્તુ—આગળના સંવાદમાં જણાવ્યા મુજબ દસ્તાવેજ થયા બાદ ત્રણુ મહીના વીતતાં સુધીમાં એન્ટોનીઓને જબરા ફટકા પડવાથી નિરાધાર સ્થિતિમાં પડ્યો. પાકે દીને જ્યુને નાણાં નહીં મળ્યાથી ફરિઆદ નોંધાવી છે. જેલર સાથે એન્ટોનીઓ જ્યુની માફી માંગવા આવે છે. જ્યુ તે સાંભળતો નથી.

( મરચંટ ઓફ વેનીસ, ) ( શેકસપીયર, અંક ૩. પ્રવેશ ૩. )
શાયલોક—સેલારીનો. એન્ટોનીઓ અને જેલર પ્રવેશે છે. ).

શાયલોક—જેલર—આ જુઓ. દયાની વાત કરો ના, આ મૂર્ખ
મફત નાણાં ધીરનાર તેની આ દશા!

એન્ટોનીઓ—સાંભળ, સાંભળ, મ્હને ભલા શાયલોક.

શાયલોક—મ્હને મ્હારો લેખ, લેખ વિરુદ્ધ બોલ મા.
લીધો છે પણુ મ્હેં લેવા લેખની રકમ.
વિના કારણુ મ્હને કહેતો કુતરો તો સમાલ કુતરાના પંજા.
ડયુક પાસે ન્યાય પાસે જા—
અરે જેલર, અચંબો છે લઈ એને આવ્યા કાં સાથે ?

**એન્ટોનીઓ**—મ્હારી પ્રાર્થના સાંભળ મ્હારી વાત સાંભળ–
**શાયલોક**—મ્હારે મ્હારી શર્ત જોઈએ. મ્હારે સાંભળવું નથી.
મ્હારે લેખની શર્ત જોઈએ બોલ ના વધુ.
ક્રિશ્ચિઅનોની સાથે નમી, પસ્તાઈ, નિરાશામાં નમ્ર બની
મૂર્ખ બનું તે બને ના.
પુંઠે આવ ના. હું સાંભળીશ ના.
મ્હને મ્હારી શર્ત જોઈએ. (જાય છે.)
**સાલારી**—મનુષ્ય સાથે રહેવાસ કરે એવો કઠોર હૃદયી કુતરો છે.
**એન્ટોનીઓ**—જવા દો એને.
નિષ્ફળી પ્રાર્થનાથી પાછળ જાવું ના ઘટે.
કારણ હું પુરા જાણું માંગે મ્હારા જીવનને
તેના ક્રૂર પંજાથી બચાવ્યા મ્હેં ઝાઝાને
પાળીને ત્હેની શર્તો તેથી તે ધિક્કારે છે.
**સાલારી**—ડ્યુક આ લેખની શર્તોને નહીં પલાવે ધારૂં છું.

**એન્ટોનીઓ**—કાયદાના નિયમો તે ત્રોડી શકે ના. વેનીસમાં વસતી પરદેશી પ્રજાના લેવડદેવડના લાભાર્થે કાયદાનો રાહ કદી તુટે ( તો ) સ્ટેટનો ન્યાય બત્રીસીએ ચ્હડે કારણ શહેરના વેપાર અને લાભો પચરંગી પ્રજાને જ વડે. ચાલો, આ દુઃખો અને ખોટાએ નરમ મ્હને બનાવ્યો છે. કાલના મ્હારા કાળરૂપક લેણદારના લેણા પેટે એક રતલ માંસ ના ધરી શકું. ઠીક, જેલર. ચાલો.
માગું છું પ્રભુજી પાસે બેસાનીઓ અહીં આણું,
તેનું દેણું પતવતા મિત્રને તે ભાળે. (જાય છે.)

(નં. ૩૮, ૩૯, ૪૦ સંપાદક, રા. કાન્તિલાલ છગનલાલ દેસાઈ.)

---

# (૪૧) મીરાંબાઇ અને પંથીનો સંવાદ.

રાગ—પુનમ ચાંદની.

મીરાંબાઈ મધ્યાહ્નને મંદિરીઆમાંથી નીકળ્યાં રે,
ઉભાં આસોપાલવ હેઠે જોતાં પંથ;
વાટે વટેસરી પૂછે છે પૂરા પ્રેમથી રે. ૧

**પંથી**—મીરાંબાઈ આતૂર થઈ ઉભાં છો શાને બારણે રે,
મીરાં શું મહીએરીઆંને માટે ન્યાળો પંથ;
વ્હાલા વીરાને મળવાને માટે ટમટમો રે. ૨

**મીરાં૦**—મારે મહીએરીઆંને સાસરીઆં મોંઘાં ઘણાં રે,
મુજને મળતા નિત્યે સોંઘા સાધુ સંત;
આજે મોંઘામાં મોંઘા તે મારે થઈ પડયા રે. ૩

હું તો સંત સાધુને નિત્ય જમાડીને જમું રે,
મારો ટેક નિભાવે જુક્તે જગદાધાર;
આજે અભ્યાગત વિણુ ભોજનીયાં અટકી પડયાં રે. ૪

**પંથી**—મીરાંબાઈ મહારાણાના થાળ જમો જુક્તે કરી રે,
માળા, છાપ, તિલકના ઉતારો શણુગાર;
હીરા, માણેક, મોતી ઝગહળ જોત વિષે રમો રે. ૫

**મીરાં૦**—ભાઈઓ અવિનાશીમાં ચિત્ત અમારાં ચોંટીઆં રે,
વસ્તુ ક્ષણભંગુરથી ભાગ્યાં મારાં મન;
લાગે વૈભવ એવા લુખાને અળખામણા રે.

**પંથી**—મીરાંબાઈ સ્વામીની સેવામાં પુણ્ય અતિ ઘણાં રે,
માટે સંસારે રહી સેવો સમળો કંથ;
એની આજ્ઞામાં વરતીને મહાપદ પામશો રે. ૭

પતિની આજ્ઞા લોપી ભક્તિ કરવી વ્યર્થ છે રે,
પહેલાં પતિને જી પૂજો પૂરણ બ્રહ્મ;

પતિવ્રત સાથે ભકિત ભાવે છે ભગવાનને રે. ૮

**મીરાં૦**—હું નવ લોપું આજ્ઞા સ્વામીની સુખપાવની રે,
પતિની આજ્ઞાથી મેં પાદર પૂર્યો વાસ;
પતિની આજ્ઞાથી મેં વિષ પીધાં અમૃત ગણી રે. ૯
આજ્ઞા અવિનાશી છોડયાની મુજને નવ ગમે રે,
હું તો સાધુને છોડીને સેવું કંથ;
તે પણ અવિનાશી અંતરમાં રોજ રમી રહે રે. ૧૦

**પંથી—મીરાં**બાઈ જગદીશે આપેલા વૈભવ ભોગવો રે,
રાચો રાણાને રીઝવીને રૂડી પેર;
શાને ધાવું બ્હેની અણદીઠાને આશરે રે. ૧૧

**મીરાં૦**—ભાઈએ માટીની કાયાનાં સર્વે માનવી રે,
તેને પ્રાણ જતાં પડતાં નવ લાગે વાર;
આખર જાવું છે અવિનાશી પ્રભુની ઓથમાં રે. ૧૨

**પંથી—મીરાં**બાઈ સંસારની સૌ વસ્તુ યત્ને સાંપડે રે,
રૂડા વિશ્વતણા વૈભવથી માણો મોજ;
પેલો અવિનાશી તો જગમાં શોધ્યો નવ જડે રે. ૧૩

**મીરાં૦**—પૂરા પ્રેમવિના અવિનાશી જગમાં નવ જડે રે,
એતો સર્વ સ્થળે છે વસી રહ્યો ભરપુર;
સાચા ભાક્તના ભોગી તો એને અનુભવે રે. ૧૪

**પંથી—મીરાં**બાઈ પ્રેમ તમારો પ્રભુજીમાં ઓછો નથી રે,
તે કયમ અભ્યાગત થઈ આવે નહિ તમ ઘેર;
ભૂખ્યાં ભક્તતણી પીડા તે કયમ નવ ધરે રે. ૧૫
એવે અભ્યાગત છેટેથી દીઠા આવતા રે;
**મીરાંબાઈ** મલકાતે મુખડે ત્યાં સામાં ધાય;
ઉત્તર પંથીને દેવાને પળ થોભ્યાં નહિ રે. ૧૬

# ( ૪૨ ) जिज्ञासु वृत्ति तथा विज्ञान वृत्तिनो संवाद.

**जिज्ञासु वृत्ति**—શાણી સખિ! પુછું તને, મુજ મનનો સંદેહ,
 પ્રિયતમ તુજ અંતર તણો—કોણ મને તે કેહ.
**विज्ञान वृत्ति**—પ્રિયતમ કેરા નામને મુખથી નવ કહેવાય,
 સંજ્ઞામાં સમજાવું છું, સમજ તું જો સમજાય,
 સોંઘામાં સોંઘો અને સઘળે વ્યાપ્યો એહ,
 સૌ જન નિત્યે જોય છે, તે શું મુજને સ્નેહ;
 વેગે કરી ઉડી જાય છે, જે છે જીવનરૂપ,
 રંગ કઢંગા બહુ ધરે, જેનું સ્થૂલ સ્વરૂપ.
 કેમ ? કંઈ સમજાયું ?
**जिज्ञासु वृत्ति**—ના ના.
**विज्ञान वृत्ति**—પુનઃ શ્રવણ કર.
 જે અતિશય ગતિમાન્ છે, કશાથી જે નથી ભિન્ન,
 તુજ મુખ ચડે અખંડ એ, મુજ પ્રિયતમનું ચિહ્ન.
 કદાપિ થાતો છે નહિ, કશાથી એ અપવિત્ર,
 જડ સૃષ્ટિમાં પણ રહ્યો, રૂપે ચિત્ર વિચિત્ર.
 એની તુલ્યે છે નહિ, બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર.
 (તેને) જે જાણે (તે) બ્રાહ્મણ થકી, શ્રેષ્ટ (છે) હોય છો શૂદ્ર.
કેમ, લક્ષણા પહોંચે છે ?
**जिज्ञासु वृत्ति**—જરાએ નહિ. સ્પષ્ટ નામ દેને.
**विज्ञान वृत्ति**—અધિક સ્પષ્ટ તે શું કરું તેને કરે અધીન,
 તેની પાસે તો સદા, મુજ પ્રિયતમ છે દીન.
 બે છે કે એ એક છે, તે નવ જેહ કળાય,

આપે જે ધનરૂપ છે, તે પ્રિયતમ મુજ થાય.
મુજ પ્રિયતમ સાન્નિધ્યમાં, ફરીએ આપણુ રોજ,
સ્પષ્ટ નિશાની એ કહી, હવે તું તેને ખોજ.

जिज्ञासु वृत्ति—તુજ પ્રિયતમ સમજાય નહિ મુજને હજી લગાર;
કંઈક નામ દે તે ઉપર તો હું કરું વિચાર.

विज्ञान वृत्ति—( મંદસ્મિતપૂર્વક ) ઠીક.
સાંભળ પ્રિયતમ માહરો, જ્યોતિમાં રહે જેહ,
સમાઈ જાતો નયનમાં, "કાજળ" નિઃસંદેહ.

जिज्ञासु वृत्ति—જા જા. એમ હાસ્ય શું કરે છે? એવું તે હોય?
સાચું કહેને?

विज्ञान वृत्ति—પ્રિયતમ મારો 'ભસ્મ' છે, જે સૌનો પરિણામ,
બળતામાં પણ શેષ રહે, વસી રહે ઠામે ઠામ.

जिज्ञासु वृत्ति—સ્પષ્ટ કહેને મારા સમ છે.

विज्ञान वृत्ति—સમ શાને દે છે સખિ, હું ન છુપાવું લેશ,
મુજ પ્રિયતમને તો વળી કોઈ કહે છે મેષ.
મત્સ્ય કહે છે કોઈને અમૃત કહે છે કોઈ,
શુક કહે છે કોઈને, કોઈ કહે છે લોહી.
સાંકેતિક ચિહ્નો જગે, કરીયાં ઠામે ઠામ;
તે તે મુજ પ્રિયતમ તણું, દર્શાવે છે નામ.
યથાર્થ નામ જ જાણવા કહું છું એક ઉપાય,
તીવ્રેચ્છા સહ શોધજે, એને તુજ ઉર માંય.
તુજ અભ્યંતર દેશમાં, એનો નિત્ય નિવાસ,
તુજ આતુરતા પ્રકટતાં, કરશે, નિજ પ્રકાશ,



# (૪૩) સ્ટેશન માસ્તર અને ઉતારૂ.

**સ્થળઃ**—રેલવે સ્ટેશન. **પાત્રોઃ**—મિજાજી ઉતારૂ; સ્ટેશન માસ્તર.

ઉતારૂ—(ભપકામાં જ):–મિ૦ સ્ટેશન માસ્તર, આ કેવું અંધેર! આ કેવું અંધેર! છટ્ છટ્! તમારા સ્ટેશનની કેવી હાલત! બધું વરસાદનું પાણી તો અંદર આવે છે, અને તેનો તમો કાંઈ બરાબર બંદોબસ્ત કરતા નથી?

**સ્ટેશન માસ્તર**—(ઠંડે કલેજે):–સાહેબ, કેટલાક ગરમ મિજાજના અને આપના જેવા દમામદાર ઉતારૂઓને વાસ્તે પાણી પથરાએલું રહેવું જ જોઈએ, કારણ કે જો અહીંઆં પાણી પથરાએલું નહિ હોય, તો આપના જેવા ખસેલા ભેજાવાળાને ઠંડક ક્યાંથી મળે!

(હસાહસ.)

---

# (૪૪) બેટા તારા બાપના નામપર પાણી ના ફેરવ.

પાત્રોઃ—મા; છોકરો.

મા—(છોકરો દુર્વ્યસની થઈ જવાથી શિખામણ આપે છે.) મૂર્ખ છોકરા! તું આવડો મોટો થયો પણ તને કાંઈ અક્કલ તો આવી નહિ. ખરાબ વ્યસનથી તું તારા બાપના નામ પર પાણી ફેરવવા બેઠો છું.

છોકરો—બા, મેં ખોટું શું કર્યું? મારા બાપના નામ પર કચરો ચઢી ગયો હતો, તેથી પાણી ફેરવવા બેઠો છું.

માઃ—અરે મૂર્ખા! હવે જરા સમજ, અને તારી ગુમાવેલી આબરૂ મેળવવા કાંઈ ઉપાય કર.

( છોકરો દીવો લઈને ખુણેખોચરે શોધ કરવા મંડયો. )

મા:—અરે બેવકુફ! શું કંઈ લંકા કરવી ધારી છે કે કેમ ?

છોકરોઃ—ના ના, મા! મારી ખોવાઈ ગએલી આબરૂની શોધ કરું છું. ખુણેખોચરે શોધી વળ્યો પણ પત્તો મળતો નથી. ( હસાહસ. )

---

# ( ૪૫ ) હાજર જવાબી પ્રત્યુત્તર.

પાત્રોઃ—પાદશાહ; દેસાઈ-વતનદાર. સ્થળઃ—પાદશાહનો દરબાર.

દેસાઈ ( સ્વગત )—પાદશાહજીએ મને વતનના હક બાબતનો દસ્તાવેજ લઈ હાજર થવા ફરમાવ્યું છે. આવી બાબતનો પ્રાચીન કાળમાં દસ્તાવેજ થતો નહોતો અને પરંપરા ચાલતા આવતા વહીવટ પ્રમાણે વંશપરંપરા ચાલ્યો આવેલો હક જેમ ખાતા તેમ ખાઉં છું, છતાં પાદશાહજીએ આ બાબતનો દસ્તાવેજ બતાવવા બાબતની જક પકડી છે. હશે, ખેર! જેવી પ્રભુની મરજી, જેમ બને તેમ ખરૂં.

પાદશાહ:—કેમ દેસાઈજી, તમે તમારા હકના દસ્તાવેજ બતાવો, નહીંતો તમારી જાગીર જપત કરવામાં આવશે.

દેસાઈ:—બંદેનવાજ, દિલ્હીની ગાદી આપને જે તાંબા પતરા ઉપર હિંદુ રાજાઓએ લખી આપી છે તે મંગાવશો, તો તેની બીજી બાજુ પર મારો દસ્તાવેજ માલમ પડશે.

( પાદશાહ ઉપરનો જવાબ સાંભળી વિચારગ્રસ્ત થાય છે. )

પાદશાહ ( પ્રસન્ન વદને )—દેસાઈજી, તમે હાજરજવાબી આપેલા ખુલાસાથી પ્રસન્ન થયો છું; અને તમારી પાસે દસ્તાવેજની ખામી રહેલી ન ગણાય, તેથી તમને નવો દસ્તાવેજ કરાવી આપું છું. તમે તમારૂં વતન ભલે સુખેથી ભોગવો.

પ્રધાનજી! આ દેસાઇજીને તેમના વતન બાબતનો નવો દસ્તાવેજ કરી આપજો.

પ્રધાન—જેવો નામદારનો હુકમ. ( સર્વે જાય છે. )

---

# ( ૪૬ ) વિદ્યાલક્ષ્મીનો સંવાદ.

૧ લો વિદ્યાર્થી:—કેમ ભાઈ! નિશાળે નથી જતા કે શું ?

બીજો વિ૦—भणतव्यम् ते मरतव्यम् ने न भणतव्यम् ते पण मरतव्यम् तो कपाळकूट किम् करतव्यम्.

૧ લો વિ૦—વાહ ! ત્યારે તો ખોરાક ખાઈશું તોએ મરીશું ને નહિ ખાઈએ તોએ મરીશું ત્યારે ખોરાક શા માટે ખાવો જોઈએ.

બીજો વિ૦—પણ ભણવાથી તો મગજમારી કરવી પડે છે. નથી ભણતા તેમને દુઃખ કાંઈ નથી. સાત સાત ચોપડીઓ ભણ્યા, અંગ્રેજી ભણ્યા, બી. એ. અને એમ. એ. થયા, છતાં પણ ઘણાઓ રખડે છે; વળી શરીરે નબળા થયા તે તો જૂદું. તે સંબંધમાં એક લેખક–સ્વર્ગસ્થ અમૃત કેશવ નાયકે લખ્યું છે કે:—

મેટ્રીક તો માંદા પડયા, બી. એ, થયા બે હાલ;
એમ. એ, મરણ પથારીએ, એ વિદ્યાના હાલ.

૧ લો વિ૦—ભાઈ, સુખ કાંઈ દુઃખ વગર ન મળે. દુનિયામાં કોઈએ એવો નથી કે હંમેશાં સુખી રહે. એ તો વખતોવખતની છાંયડી છે.

બીજો વિ૦—પણ કહો હાથે કરી તે દુઃખ વહોરી લેવું ? શું જાણી જોઈને કુવામાં પડવું ?

૧ લો વિ૦—ભણવું અને તેને માટે મહેનત કરવી એ શું કુવામાં પડવું કે અંધારા કુવામાંથી બહાર નીકળવું ?

બીજો વિ૦—સાહેબ, કહેવું સહેલું છે, પણ વિચારોને કે કેટલી કડાકૂટ છે.

૧ લો વિ૦ સુખ લેવું હોય, દુનિયામાં ડાહ્યા ગણાવું હોય તો તેમ કરવું પડે. તમે પૈસા મેળવવાને માટે ટાઢ, તાપ વેઠી વખત એ-વખત કેમ જમો છો.

બીજો વિ૦—પણ 'પહેલું સુખ તે જાતે નર્યા' તે કહેવત કેમ ભૂલો છો? શરીરે સાજા હોઈશું તો કાલે પૈસો મેળવીશું, પણ પૈસો તે પૈસો જ, તેની ખૂબી તો ઓર જ છે.

૧ લો વિ૦—શું પૈસો એ જ સુખનું સાધન છે કે વખતો-વખત પૈસો પૈસો કર્યા કરો છો? રાજાને ઘણાએ પૈસા હોય છે. મુગલ પાદશાહ ઔરંગઝેબને શું થોડો પૈસો હતો? કાલે તમને બે લાખ રૂપીઆ મળે તો ખબર પડે કે એકલા પૈસાથી હંમેશાં સુખી રહેવાતું નથી.

૧ લો વિ૦—ઓહો! ત્યારે તો મરજીમાં આવે તેવું ખાવા પીવા મળી શકે, અને ગમે તેમ મોજશોખ મારી શકાય; વળી તેમાં દુઃખ શું છે? તમે તો પૈસા નાખી દેતા હશો કેમ!

બીજો વિ૦—ધીરજ રાખો, ઉતાવળા ન થાઓ. "કોઈ ચોરી જશે, કોઈ ઘાલી જશે" એ શું સુખની નિશાની?

૧ લો વિ૦—ભાઈ એ તો મનનાં દુઃખ છે.

બીજો વિ૦—ત્યારે "શરીરનાં દુઃખ તે જ દુઃખ" એમ સમજતા હો તો તેમાં તમારી ભૂલ છે એમ તો કોળી, માળી, ભીલ, વગેરે શરીરે અલમસ્ત હોય છે તે તમારા કરતાં વધારે સુખી કાં!

૧ લો વિ૦—પણ એમને કાંઈ ચિંતા છે?

બીજો વિ૦—ત્યારે તમને તો ચિંતા ખરીને?

૧ લો વિ૦—હા થાએ ખરી.

બીજો વિ૦—તેવી જ ભણવામાં ચિંતા રહેતી હોય તો ?

૧ લો વિ૦—ઉલટું ભણ્યા એટલે તો ધોબીનો કુતરો નહિ ઘરનો કે નહિ ઘાટનો.

બીજો વિ૦—એ તો અધુરા ભણતરને, ભણ્યા હોય પણ ગણ્યા ન હોય તો તેને લાગુ પાડી શકાય, એનાથી શા શા લાભ થાય છે તે તમે જાણતા નથી, તેથી જ હું ધારૂં છું કે આમ ગાંડાની માફક બબડયાં કરો છો.

૧ લો વિ૦—હા, અમે તો ગાંડા, મૂર્ખ પણ તમે ડાહ્યા છો તો બતાવોને.

બીજો વિ૦—સાંભળો. ને તે પર વિચાર કરો. જો આ કાને સાંભળી બીજા કાને કાઢી નાંખવાની ઇચ્છા ધરાવતા હો તો સાંભળવા સુદ્ધાંની તસ્દી લેતાના.

૧ લો વિ૦—ખરી વાતમાં અમારાથી અને અમારા બાપદાદાથી ના પડાય નહિ.

૧ લો વિ૦ સમજે તેને ખરૂં છે તમે કાંઈ નાદાન નથી. તમને તો ઇશ્વરે સમજશક્તિ આપેલી છે તેનો ઉપયોગ કરો.

તમે અને તમારા ચિરંજીવીઓને સુખી કરવા ચહાતા હો તો સાંભળો. મારી ખાતર નહિ, પણ તમારી, તમારા ગામની, તમારા દેશની ખાતર સાંભળો. વિદ્યાને માટે મહાત્માઓ શું કહે છે.

विद्या ददाति विनयम् विनयाद्याति पात्रताम् ॥
पात्रत्वात् धनमाप्नोति धनाद्धर्म ततः सुखम् ॥ १ ॥

બીજો વિ૦—ઠીક, તમે કહ્યું કે, વિદ્યાથી વિનય આવે છે, વિનયથી લાયકી આવે છે, લાયકીથી ધન મળે છે, ધનથી ધર્મ

સધાય છે અને આખરે એથી સુખ મળે છે પણ એ કરતાંઃ-

> यस्यास्ति वित्तम् स नरः कुलीनः
> स पण्डितः स श्रुतिमान् गुणज्ञः ॥
> स एव वक्ता स च दर्शनीयः
> सर्वे गुणाः काञ्चनमाश्रयन्ते ॥ १ ॥

૧ લો વિ૦—ભાઈ, આમ એક તરફી વિચાર ન કરો. તેમાં તો એમ છે કે જેની પાસે પૈસા છે તે કુળવાન ગણાય છે, તે પંડિત મનાય છે અને તે ગુણવાન કહેવાય છે, વળી કહ્યું છે કે.-

न चौर चौर्यम् न च राजग्राह्यम् न भातृभाज्यम् न च भारकारी॥
व्ययेकृते वर्द्धत एव नित्यं विद्याधनं सर्व धनं प्रधानम् ॥

બીજો વિ૦—વળી એ શું બોલ્યો ?

૧ લો વિ૦—સાંભળો. તમારા કાન ઉઘાડો, તમારાં ચક્ષુ ખોલો. ચોર ચોરી શકતો નથી, રાજાથી લઈ શકાતું નથી, ભાઈનો ભાગ પડતો નથી, ખર્ચ કરતાં ( બીજાને શીખવતાં ) પણ વધતું જાયછે એવું વિદ્યારૂપી ધન બધાં ધનોમાં શ્રેષ્ઠ છે.

બીજો વિ૦—વાહ ! એમ હોય તો ઘણું જ સારૂં, હું તમારો આભારી છું; કારણ કે આજે તમે મને મોટી ભૂલ કરતાં બચાવ્યો છે.

૧ લો વિ૦—ભૂલ તો બ્રહ્માનીએ થાય છે પણ સમજુનું કર્તવ્ય તો એ જ છે કે એક વખતે ખરૂં શું એમ માલુમ પડે કે તે મુજબ વર્તન કરવું.

બીજો વિ૦—હા, હવેથી હું તેમ કરીશ.



## સંવાદસંગ્રહ ભાગ ૧ લા ઉપર અભિપ્રાયો.

(૧) તમોએ મોકલેલું 'સંવાદ સંગ્રહ ભાગ. ૧ લો'–એ પુસ્તક ઉપર ઉપરથી વાંચ્યું. સંગ્રહ સારો છે. વિનોદની સાથે ઉપદેશ આપવાનું એ સાધન છે. ઘણા પુરુષો સંગીન પુસ્તકો વાંચવા તરફ દુર્લક્ષ હોય છે, તેમને વાર્તાનાં પુસ્તકો વાંચવાં ગમે છે. એવા પુરુષોને આવાં પુસ્તકો બોધદાયક થાય છે. આ સંગ્રહ કરી તમે આનન્દ સાથે બોધ આપવાનો ઉદ્દેશ રાખ્યો જણાય છે. આવાં પુસ્તકોની સાહિત્યમાં જરૂર છે ને તે તમે અંશે પૂરી પાડી છે તેથી તમને ધન્યવાદ ઘટે છે.

સુરત. ૬–૬–૨૧ કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી.

---

(૨) આપશ્રી તરફથી 'સંવાદ સંગ્રહ'નું પુસ્તક મળ્યું. જુદી જુદી વાનીઓના, જૂદા જુદા લેખકોના લખેલા સંવાદોનો સંગ્રહ કરવામાં આપે ઘણો શ્રમ કરેલો છે. એ તો તરત જ જાણી શકાય છે. ઇનામના મેળાવડા પ્રસંગે બાળકોને તૈયાર કરવા માટે તો તમારૂં પુસ્તક ઘણું જરૂરતું થઈ પડે તેવું છે. તેમજ ઇનામ ને લાઇબ્રેરી માટે પણ શોભાપ્રદ થાય તેવું છે. આપનું પુસ્તક બાળ–યુવાન કે વૃદ્ધને–તેમ સ્ત્રી કે પુરુષને ગમે તેને વગર સંકોચે વાંચવા અપાય તેવું છે. આપના પ્રયત્નનો હું વિજય ઇચ્છું છું × × લી૦ આપનો સ્નેહાધીન,

પોરબંદર; હનુમાનગુફા. જગજીવન કાલિદાસ પાઠક.
તા. ૧૦–૬–૨૧ હેડમાસ્તર, તાલુકા સ્કૂલ, પોરબંદર.

---

(૩) સંવાદસંગ્રહ મળેલ છે. તસ્દી માટે ઉપકાર. સંગ્રહ બહુ જ સારો થયો છે. જોકે જોડણીની અશુદ્ધતા તથા પ્રૂફ રીડરોની ગફલત નજરે પડે છે તોપણ પ્રથમ પ્રયાસ તરીકે બહુ ઠીક છે. તા. ૧૦–૬–૨૧

પોરબંદર. લી૦ હરિલાલ પ્રભુલાલ છાયાના નમસ્કાર.

---

(૪) આ સંગ્રહના કરનારાઓ બન્ને, શાળાના સારા શિક્ષકો છે. તેઓ કયા વિચારથી આ સંગ્રહ કરવાને પ્રેરાયા છે તે જાણવા જેવું અને ઉપયોગી હોવાથી તેમની પ્રસ્તાવનામાંથી યોગ્ય ઉતારો અમે આપીએ છીએ, તે ઉપરથી વાંચનાર પુસ્તક કેવું ઉપયોગી અને સારૂં છે તે સહેજમાં સમજી શકશે. સંગ્રહકર્ત્તાઓનો પ્રયત્ન અને આશય બન્ને ઉંચા છે, અને તેથી વિષયોની ચૂંટણી પણ તેવીજ સારી અને વિવિધ રસમય છે, એટલે છોકરા અને છોકરીઓ તેનું વાચન કરી અભ્યાસ કરી ઉપયોગ કરે તો ઘણો સારો લાભ થાય તેમ છે. લગભગ ૫૫ સુંદર સંવાદો આપેલા છે, અને તે સર્વ ચઢિયાતા અને રસમય છે. જે હેતુથી આ સંવાદો પ્રકટ કરાયા છે તે હેતુથી સર્વાંશે સફળ થાય એમ અમને લાગે છે. × × × ×

( અહીં સંવાદસંગ્રહના પૃષ્ઠ ૩–૪ ના છેલ્લા ૪ થા પેરા સિવાયની બધી પ્રસ્તાવના મૂકેલી છે, તેથી તે અહીં લીધી નથી. )

આ સંગ્રહમાં દાખલ કરાયલા સંવાદો કેટલાક ખાસ સ્વતંત્ર આ પુસ્તક માટેજ લખાયલા છે જ્યારે કેટલાક એવા પ્રકારના પુસ્તકોમાંથી ચૂંટી કાઢવામાં આવેલા છે. એકંદરે રીતે સંગ્રહ સારો થયો છે, અને તેમનો પ્રયાસ જનમંડળને ઉપયોગી નિવડશે એમ આશા છે.

( ગુજરાતી તા. ૧૧–૯–૨૧ નો અંક, સાહિત્યપૂર્તિ–ગ્રંથાવલોકન પૃષ્ઠ ૪૩, ૪૪, )

---

( ૫ ) આ પુસ્તક અમને અવલોકન અર્થે મળ્યું છે. શાળાઓમાં ઉજવાતા ઇનામ તથા અન્ય પ્રસંગોના મેળાવડા સમયે બોલવાના સંવાદો જેમાં એકત્રિત થયા હોય એવાં પુસ્તકોની ગુજરાતી ભાષામાં ન્યૂનતા છે. તેવે સમયે પ્રકટ થએલું આ પુસ્તક ઉપયોગી થશે જ. સંવાદો ગમે તેવા રચવા તેને બદલે શિષ્ટ લેખકો તથા પ્રમાણભૂત

સાહિત્યગ્રંથોમાંથી ચુંટી કાઢી તે સ્વીકારવા એ પરિણામે બોધક તથા લાભકારક જ નીવડે છે, સંવાદોનો સંગ્રહ સારો છે. નીતિવિષયો, પુરાણુની કથાઓ, હાસ્યરસની હકીકતો, ઐતિહાસિક બીનાઓને તેમજ અન્ય વિવિધ વિષયોને લગતા સંવાદો આમાં આપ્યા છે. બાળકોને પુસ્તક બોધદાયક નીવડે તેવું છે. સાહિત્યના પ્રવેશમાં પણ આ એક ઉપયોગી ભેટ છે. સંવાદો ગમે તે ક્રમમાં છાપવાને બદલે વિષયવાર એટલે કે તેમાંથી નીકળતા સાર કે બોધ સાથે સંબંધ દર્શાવતા વિષયોના ક્રમથી–ગોઠવ્યા હોત તો પુસ્તક વિશેષ ઉપયોગી નીવડત.

( ગુજરાત શાળાપત્ર, સપ્ટેંબર સને ૧૯૨૧ પૃષ્ઠ ૨૬૦ )

---

(૬) સ્વીકારઃ– × × × ઇનામના અને ખુશાલીના સમારંભો કરતી વખતે વિદ્યાર્થીઓ પાસે હાસ્ય, વિનોદ, જ્ઞાન અને ગમ્મતવાળા ટુંકા સંવાદો કરવાની પ્રથા પડેલી છે અને તે પ્રથા આદર અને ઉત્તેજનપાત્ર છે. આ સંવાદો, બહુધા વર્તમાનપત્ર કે માસિકોની શાખ્લોમાંથી અગર સારા પુસ્તકોમાંથી પસંદ કરવામાં આવે છે પણ તે સંવાદોની પસંદગીનું કાર્ય તેવા સાહિત્યના અભાવે એટલું કંટાળા ભરેલું અને મુશ્કેલ થઈ પડે છે કે ઘણી વખતે એના એ સંવાદો બીજા ફેરફાર વિના ભજવવામાં આવે છે, જેથી તેમાંનો આનંદ જતો રહે છે. વળી આપણે અહીં તે સાહિત્યનું અંગ જોઈએ તેવું વિકાસ પણ પામ્યું નથી. આવી પરિસ્થિતિમાં ઉપલબ્ધ સંવાદોમાંથી સારા અને ઉપયોગી થઈ પડે એવા સંવાદોની વિવેકપૂર્વક પસંદગી થઈ, તે પુસ્તક રૂપે પ્રસિદ્ધ થાય એ ખચિત ખુશી થવા જેવું છે. રા. ઠાકોર અને રા. શાહે આ કાર્ય ઉપાડી લઈ આપણા સાહિત્યની એક ઉણપ પૂરી પાડવા સ્તુત્ય પ્રયત્ન કર્યો છે અને અમારું માનવું છે કે શિક્ષક

વર્ગને તે પુસ્તક ખાસ સહાયભૂત થઈ પડશે. દરેક શાળામાં અને લાઇબ્રેરીમાં તે પુસ્તક સંગ્રહવા જેવું છે અને તેનું વાંચન નિર્દોષ આનંદ આપશે. ( બુદ્ધિપ્રકાશ જૂન સને ૧૯૨૧ પૃષ્ઠ ૧૯૧ )

---

(૭) સાહિત્યના શિષ્ટ ગ્રંથોમાંથી સંવાદોની ચૂંટણીનો આ સંગ્રહ છે. ઇનામો વહેંચવાના મેળાવડા વખતે સંભાષણો યોજવામાં આવે છે, તે માટે અગર બીજા પુરવણીના વાંચન માટે આ સંગ્રહની ભલામણ કરી શકાય, ' સાહિત્ય' માંથી બે ઉતારા છેઃ આપણો આદર્શ શિક્ષક ( જૂન ૧૯૧૪ ના અંકમાંથી ) અને વનવેલી. શિક્ષકો ને પરીક્ષકો બન્નેને આ ગ્રંથ માટે ભલામણ કરીએ છીએ.

[ સાહિત્ય જુલાઇ ૧૯૨૧ પૃષ્ઠ ૪૯૫ ]

---

(૮) શાળાઓના ઇનામ સમારંભ વખતે વિદ્યાર્થીઓ પાસે સભા સમક્ષ સંવાદો કરવામાં આવે છે, કવિતાઓ ગવરાવવામાં આવે છે, અને એવા જ બીજા વિદ્યાવિષયક પ્રયોગો કરાવવામાં આવે છે. આ પ્રયોગોમાં ભાગ લેનારાઓને તેમજ પ્રેક્ષક વિદ્યાર્થીઓને વાક્પટુતાની પણ કેટલીક તાલીમ મળે છે, તેથી ઘણી શાળાઓમાં, કોલેજોમાં આવા પ્રયોગો યથાશક્તિ સામગ્રી સાથે ભજવાય છે. આ પ્રયોગોમાં ઉપયોગી થઈ પડે તેવી દૃષ્ટિથી આ ' સંવાદસંગ્રહ 'નું પુસ્તક રા. હરિલાલ ચંદુલાલ ઠાકોર અને રા. ભાઇચંદ પૂજાદાસ શાહે તૈયાર કર્યું છે. જાણીતાં નાટકો અને કથાઓમાંથી આમાંના કેટલાક સંવાદો દાખલ કરવામાં આવ્યા છે, કેટલાક સંવાદો સામયિક પત્રોમાંથી પસંદ કરી લેવામાં આવ્યા છે અને કેટલાક કેવળ નવા ઉપજાવી કાઢેલા સંવાદો પણ તેમાં છે. માત્ર શાળાઓ અને કોલેજોને માટે આ પુસ્તક તૈયાર કરવામાં આવેલું હોવાથી પહેલા બીજા ધોરણના વિદ્યાર્થીઓને

ઉપયોગી થઈ પડે તેવા કેટલાક બાળસંવાદો પણ છે, રમુજી સંવાદોની સારી સંખ્યા તેમાં દાખલ કરવામાં આવેલી છે, પરન્તુ ગામઠી નિશાળમાં એક ડોકીઉં,' 'ગામઠી નિશાળમાં વળી એક ડોકીઉં' 'આપણો આદર્શ શિક્ષક!' જેવા સંવાદો ઉપયોગમાં લેવાનું ભાગ્યે જ પસંદ કરવામાં આવે, એટલે તેવા સંવાદો ન દાખલ કરવામાં આવ્યા હોત તો ચાલી શકત. 'અમરસત્રનાટક,' 'દુઃખી સંસાર' જેવાં પુસ્તકોમાંથી થોડી પસંદગી કરવામાં આવી હોત તો તે ઉપયોગી થઈ પડત. એકંદરે આ સંગ્રહ વિદ્યાર્થીવર્ગમાં માનીતો થઈ પડે તેવો છે. પાકા પુંઠાના પુસ્તકનું મૂલ્ય રૂ. ૨ અને કાચા પુંઠાના પુસ્તકનું મૂલ્ય રૂ. ૧॥। રાખવામાં આવ્યું છે તે વાજબી છે.

[ પ્રજાબંધુ ગ્રંથાવલોકન, તા. ૧૦ જુલાઇ સને ૧૯૨૧ ]

---

(૯) સંયોજકો કહેછે તેમ શાળાઓ અને કૉલેજોમાં થતા ઇનામ કે અન્ય સમારંભ પ્રસંગે વિદ્યાર્થીઓના વાલીઓ તથા સંભાવિત જનોને નિમંત્રણ કરવામાં આવે છે, અને તે પ્રસંગ અતિ આનંદદાયક નિવડે તેવો કાર્યક્રમ ગોઠવાય છે. આવે પ્રસંગે નાટકરૂપે નીતિમય, (કોમિક) હાસ્યપૂર્ણ, અને હાર્દિક સંવાદો ભાવપૂર્ણ ભજવાય તો અતિ આનંદરૂપ થઈ પડે છે. પરંતુ આપણી ભાષામાં આવા સંવાદો ખોળવાનું કામ મુશ્કેલ થઈ પડે છે, આ મુશ્કેલી દૂર કરવાનો સફળ પ્રયત્ન આ પુસ્તકમાં થયો છે. સંયોજકોએ આંપણા સાહિત્યમાંથી પસંદ કરીને, તેમજ જાણીતા લેખકોને વિનંતિ કરીને તેમની પાસે ખાસ લખાવીને, આ પુસ્તકમાં પંચાવન સંવાદો આપ્યા છે. કેટલાએક સંવાદો કેવળ છોકરાઓથી, તેમજ કેવળ છોકરીઓથી ભજવી બતાવાય તેવા પણ છે. હજી છોકરા છોકરીઓથી ભેગા ભજવી બતાવાય તેવા સંવાદો ઉપયોગમાં આવશે કે કેમ તે શક પડતું છે. અમારા

મતે તો આવે પ્રસંગે બાળક બાળકીઓ સાથે ભાગ લે તે ઘણું પ્રશ્ચવા યોગ્ય છે. એકંદરે સંવાદો ઉત્તમ અને ઉપયોગી છે, અને આવો સંગ્રહ બહાર પાડવા માટે અમે સંયોજકોને ધન્યવાદ આપીએ છીએ. દરેક પ્રાથમિક તેમજ માધ્યમિક શાળામાં રાખવા યોગ્ય આ પુસ્તક છે.

( સ્ત્રીબોધ, પુસ્તક પરિચય, ડીસેમ્બર સને ૧૯૨૧ પૃષ્ઠ ૫૬૮. )

---

*No. M. S. C. W. 16.*

(૧૦) ***Palanpur Political Agency.***

PALANPUR, 21st July 1921.

**Memo :—**

With reference to his petition dated the 6th instant, Mr. Bhaichand Punjadas Shah, Head Master, Taluka School, Dabhoda, is informed that the Deputy Educational Inspector Palanpur Agency, is being requested to arrange to purchase 10 Copies of **સંવાદ સંગ્રહ** and 25 Copies of **બાળગીત સંગ્રહ** for the use of Agency Schools. The books appear to be quite Suitable for Library and Prizes. Sd./ **N. S. Coghill.**

Lt. Colonel.

Political Agent, PALANPUR.

---

(૧૧) જા. નં. ૭૦૧. તમારો તા. ૬–૭–૨૧ નો રિપોર્ટ મહીકાંઠાના મે૦ પો૦ એ૦ સા૦ બહાદુર તરફ સંવાદસંગ્રહ અને બાળગીત

એ બે પુસ્તકો લાયબ્રેરિમાં મુકવા સારૂ અરજ કરેલી તે ઉપરથી તેઓ સાહેબ બહાદુરના નં. M. S. C. I. ૧૨૨ તા. ૧૧–૮–૨૧થી સંવાદ સંગ્રહની એક કોપી દરેક સ્કૂલ માટે અને બાળગીતની ૨૫ કોપીઓ લાયબ્રેરિ ખાતે મુકવા મંજુર કરવામાં આવ્યું છે, અને તે ચાલુ સાલના બજેટમાં દાખલ કરવામાં આવશે. તા. ૨૩–૯–૨૧.

Sd./ **M. O. Koreshi.**
**ડે. એ. ઈ. મહીકાંઠા.**

(૧૨) *No. B. A. P. 102 of 1921.*

## Kathiawar Political Agency.

RAJKOT, 28th November, 1921.

*Subject*:—Proposal to Sanction a book in Vernacular by name "**સંવાદ સંગ્રહ ભાગ ૧ લો**" as a prize and library book in the Agency Schools.

**Memorandum:—**

With reference to his Vernacular application dated the 3rd June, 1921, Mr. Bhaichand Punjadas Shah, Head Master, Taluka School, Dabhoda, (Mahikantha), is informed that the Agent to the Governor, Kathiawar, has been pleased to Sanction his book named "**Samvad Sangrah**" as a prize and library book for all the Agency Schools.

Sd./ **A, w. Webb Captain.**
*for Agent to the Governor*, KATHIAWAR.

Copy with compliments to:—

The Agency Educational Officer, Kathiawar.

# જાહેર ખબર.

૧. ભૂગોળની મુખ્ય સંજ્ઞાઓ... ... ... ... ૦–૦–૬
૨. મહીકાંઠા એજન્સિની સરળ ભૂગોળ ૦–૬–૦; પા. પુ. ૦–૮–૦
૩. મહીકાંઠા એજન્સિની સામાન્ય ભૂગોળ (ત્રી. આ.)... ૦–૪–૦
૪. મહીકાંઠા એજન્સિનો રંગીન નકશો ૦–૨–૦; કપડાનો ૦–૩–૬
૫. ઈડર સંસ્થાનની સામાન્ય ભૂગોળ (ત્રી. આ) ... ૦–૩–૦
૬. બાળગીત સંગ્રહ (પુષ્કળ સુધારા વધારાવાળી. બી આ.) ૦–૧૦–૦

ઉપરનાં પુસ્તકો મહીકાંઠા અને ઈડર સ્ટેટમાં ઇનામ લાયબ્રેરી સારૂ; નં ૩, ૫. નાં ડિરેકટર સા. બહાદુરે તથા કાઠિઆવાડ એજન્સિમાં લાયબ્રેરી માટે; અને નં. ૬ કાઠિઆવાડ એજન્સિમાં ઇનામ લાયબ્રેરિ માટે અને રાજકોટ, રાધનપુર, ગોંડળ અને જામનગર સ્ટેટોમાં ઇનામ માટે મંજુર થયાં છે.

૭. પાલણપુર એજન્સિની સામાન્ય ભૂગોળ ... ... ૦–૪–૬
૮. પાલણપુર સંસ્થાનની સામાન્ય ભૂગોળ (બી. આ) ૦–૩–૬
૯. રાધનપુર સંસ્થાનની સામાન્ય ભૂગોળ ... ... ૦–૧–૬

નં. ૭, ૮, ૯. કાઠિઆવાડ અને પાલણપુર એજન્સિ પાલણપુર અને રાધનપુર સ્ટેટોમાં ઇનામ–લાયબ્રેરી માટે અને ઇલાકામાં લાયબ્રેરી માટે મંજુર.

૧૦ બાળ આંકપોથીઃ—બાળકોને માટે સપ્રાયોગિક સચિત્ર સંખ્યા અને આંકના પાડા; સ્વાશ્રયથી બનાવે, શીખે, આનંદ અને ગમ્મત પડે, તેવી ઉત્તમ રચના.કાઠિઆવાડ એજન્સિમાં ટેક્ષ્ટ,ઇનામ અને લાયબ્રેરી;પાલણપુર, રાજકોટ અને જામનગર સ્ટેટોમાં ઇનામ લાયબ્રેરી માટે મંજુર ૦–૨–૦

૧૧ સંવાદસંગ્રહ ભાગ ૧લો—શાળોપયોગી, રમુજી અને નીતિબોધક ૫૫ સંવાદો કાઠિઆવાડ, મહીકાંઠા, અને પાલણપુર એજન્સિમાં ઇનામ લાયબ્રેરી માટે મંજુર, પૃષ્ઠ ૩૫૦ પા. પું. રૂ. ૨–૮–૦

૧૨ સંવાદ સંગ્રહ ભાગ ૨ જો, ૪૬ સંવાદો રૂ ૧–૪–૦;પા. પુ. ૧–૮–૦

૧૩ સંવાદ સંગ્રહ ભાગ ૩ જોઃ—મોટું પુસ્તક તૈયાર થાય છે. થોડા વખતમાં છપાઈ બહાર પડશે. અગાઉથી ગ્રાહક થઈ નામ નોંધાવો.

૧૪ સંવાદમાળા મણકો ૧ લો. ત્રણ સંવાદો ... ૦–૨–૦
૧૫ ભૂગોળનો પદ્યપાઠ—(ધો. ૨ થી ૭) ... ૦–૩–૦
૧૬ પરાક્રમી પૌરવ અને બરતનું ગૌરવ (ત્રિઅંકી નાટક) ૧–૪–૦
૧૭ ઇતિહાસનો પદ્યપાઠ ... ... ... ૦–૩–૦

મળવાનું ઠેકાણું:–ડભોડા; લાદરા ગ્રાહકલાલ બાઈચંદદાસ પુસ્તકાલય, શાહપુર, બહેચરદાસની પોળ–અમદાવાદ. બુકસેલર,